# જેસલમીરની ભટીયાણી.

લેખક અને પ્રકાશક.

**રેવાશંકર જગજીવન દવે.**
અધીપતી કાઠીયાવાડ સમાચાર.





**અમદાવાદ.**
યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની 'લિમિટેડ'માં
મોતીલાલ શામળદાસે છાપ્યું.

સંવત ૧૯૬૩. સને ૧૯૦૭.

કિંમત ૦-૮-૦.

# અર્પણપત્રીકા.

અખંડ સૌભાગ્યવંતા નામદાર પોરબંદરના
રાણા સરકાર શ્રી સર ભાવસીંહજી સાહેબનાં
વાઘેલાં રાણી શ્રી સુરજકુંવરબા સાહેબ.
મુ૦ પોરબંદર.

આપ માનવંતા બાઈઓના સ્ત્રી કેળવણીની ઉન્નતિ અરથેના
સર્વદા જોવાતા સદ્‌વિચારો તેમજ પ્રાચીન રાજ
બાળાઓનાં ચરિત્રો શ્રવણ કરવા તરફ પ્રીતી
ધરાવતાં જોઈ તેમ ઉદાર દીલથી ગ્રંથોનો
સંગ્રહ કરવામાં આગ્રહી જોઈ પ્રાચીન
સતી સીરોમણી રાજબાળા ભટી-
યાણીનું નોવેલ રૂપી આ લઘુ
પુસ્તક સાથે આપનું નામ
અમર રહેવા કર્તા આપને
આ ઇતિહાસીક પુસ્તક
અર્પણ કરી આનંદ
માને છે.

**રેવાશંકર જગજીવન દવે.**

અધીપતી—કાઠીયાવાડ સમાચાર અને ગગડાટ માસીક.

---

# જેસલમીરની ભટીયાણી.

## પ્રકરણ ૧ લું.

### દિલ્લીનો દેખાવ.

હાલના જળહળતી મુંબાઈ નગરીની સમાન એક કાળે દિલ્લી નગરી દીપી રહી હતી. વેપારથી પણ ઉભરાઈ રહી હતી. રૈયત લક્ષ્મીના તરંગમાં રાત્રીદિવસ ઝુલી રહી હતી. એવો પણ દિલ્લી નગરીનો એક સમય હતો તે વખત દિલ્લીમાં મુસલમાની રાજ્ય હતું. અને મોગલ બાદશાહીનો દમામ ઓર પ્રકારનોજ ખીલી નીકળ્યો હતો; બાદશાહ શાહજહાંનનો મોજ વિલાસી બાદશાહી વૈભવ અસ્ત કરી તેનો નાનો પુત્ર ઔરંગજેબ ઉર્ફે નૌરંગશાહ નામ ધારણ કરી પોતાના ઉપરના હકદાર મોટાભાઇ વગેરેનાં કાસળ કાઢી તેમજ પોતાના હયાત બાપ શાહ જહાંનને કેદ કરી પોતે દિલ્લીની ગાદીપર બેઠો હતો. અને જહાંગીરી અમલ સ્વતંત્રતાથી બજાવવો શરૂ કર્યો હતો. ઔરંગજેબ મુગલાઈ બાદશાહોમાં એક જબરો ધર્મ ચુસ્ત બાદશાહ હતો. જેથી હીંદુ રૈયતને જબરાઇથી મુસલમાન બનાવવાની નેમ રાખી બેઠો હતો. જેને લીધે અવાર નવાર અનેક તરેહનાં દુઃખરૂપી અમલોનાં વાદળાં ઘેરી રહેતાં હતાં હીંદુઓનાં પવીત્ર તીર્થ સ્થળો પવીત્ર દેવળો અને મુર્તીઓને પણ ભૃષ્ટ કરતો તેમજ હીંદુઓને રંજાડવા. જાત્રાવેરા, મુંડીવેરા વીગેરે અનેક તરેહના ટેકસ હીંદુઓ ઉપર નાંખ્યા હતા. ન્યાયનું બંધારણ હીંદુઓ માટે કાંઈ પણ જોવામાં આવતું નહોતું.

પોતાની મનસ્વી કલ્પનાથી સ્વચ્છંદે સ્વઇચ્છાનુસાર ન્યાય આપતો બાદ શાહી નોકરો પણ તે મુજબ હીંદુઓ ઉપર વર્તણુક ચલાવી રહ્યા હતા. આવો પ્રજા પોકાર ઔરંગજેબના અમલમાં હીદુ રૈયત ઉપર બજી રહ્યો હતો. નાનાં મોટાં કેટલાંક રજપુત રાજ્યો પોતાનું ક્ષત્રત્વપણું છોડી બાદશાહની પ્રીતી સંપાદન કરવા. ‘ મીયાંની ચાંદે ચાંદ” કરી રહ્યા હતા આવી ઔરંગજેબની અંધાધુંધીની રાજ્ય કાર્કીદી ઈતીહાસમાં ગવાઇ રહી હતી. ક્યાં ? મહાન પ્રતાપી અકબરનો અમલ, અને ક્યાં ? ઔરંગજેબનો જહાંગીરી અમલ.

પ્રતાપી અકબરે હીંદુ અને મુસલમાની પ્રજાની આ ભુમી ઉપર એક બીજા સાથે કાયમની ઐક્યતા થવા અને સ્થાઈ રહેવા ખાતર રજપુત રાજ કન્યાઓ સમજુતીથી લઇ બાદશાહી સબંધ જોડવા માંડયો હતો જે શરૂ કરેલ રીવાજ જહાંગીર શાહજાંનના વખતમાં પણ શરૂજ રહ્યો હતો. પણ તે બાદશાહો રાજી ખુશીથી રજપુત રાજની બાળાઓ ગ્રહણ કરતા હતા. આ ઔરંગજેબ બાદશાહે તો રાજ્ય કન્યા લેવાનો રીવાજ ફરજીયાત તરીકે કબુલ રખાવ્યો હતો. જેથી ઔરંગજેબના અમલમાં “ભાવે કે, કભાવે” રજપુતો નાચારીથી કન્યાઓ આપતા હતા.

આવી રીતે જોર જુલમથી રૂપવંતી રાજબાળાઓને લેવા સારૂ સમગ્ર રજપુત રાજ્યોપર “નવરોજાની રૂઢી” તેણે દાખલ કરી હતી. એટલે કોઇ પણ રાજબાળાનાં લગ્ન થાય, અને લગ્ન વખતે રાજબાળા ખાંડા સાથે બે ફેરા ફરે એટલે બાદશાહી લશ્કર ત્યાં હાજર થયું હોય તે તે રાજબાળાને દિલ્હી લઈ જાય. ત્યાં નવ દિવસ રાજબાળા રહે બાદ બાદશાહનો શીરપાવ લઇ તે રાજપુત્રી

પોતાના પતીના રાજ્યમાં જાય અને પતી તેને અંગીકાર કરે અને લગ્નના બાકી રહેલા બે ફેરા પતીને ઘરે ફરી લગ્ન વિધિ પુર્ણ કરે આવો ઓરડર ઔરંગઝેબ બાદશાહે કાઢેલો. કીંચીત ઇતિહાસ અને વિશેષ દંતકથાથી ભાટ ચારણોના મુખથી આપણે જાણી શકયા છીએ અને આ રીવાજની કાંઈક સત્યતા શુરવીર કલાજી અને મટીયાણીની દંતકથાથી આપણે શાબીત માની શકીયે છીયે. એક વખત હીંદના રજપુતોનો આવો પણ સમય હતો આ ખ્યાલ હાલના રાજાઓયે કરવા જેવો છે.

અમો તો કહીયે છીયે કે મોગલ બાદશાહી અમલના વખતમાં ખંડીયા રાજાને જે સુખ હતાં તે કરતાં હાલના રાજાઓને હજાર નહીં બલ્કે લાખોગણું સુખ છે. હાલના રાજાઓને સુતાં સુતાં રાજ્ય ચલવવાનું છે. હૃદયમાં કોઇ તરેહની લડાઈની કે બીજી જાતની ભીતી રહીજ નથી. નવરોઝની માફક હાલના રાજાઓને રાજ્યબાળાઓ સાર્વભૌમ શહેનશાહને આપવી પડતી નથી તેમ નવરોઝ જેવા કોઈ તરેહના અન્યાયી ધારાઓ પણ આપણા શહેનશાહના નથી. બાદશાહી અમલમાં લડાઇ ટંટામાં બખેડામાં રાજાઓની જીંદગી ગુજારવી પડતી ભાગ્યેજ કોઇ રાજા પચીશ વર્ષની પોતાની જીંદગી નીભાવતો ઘણા રાજાઓનાં મૃત્યુ રણસંગ્રામમાંજ થતાં. એવો મુગલ બાદશાહી અમલ હીંદમાંથી ગયો અને ઇશ્વર કૃપાએ એ સ્થળે આપણી માનવંતી ન્યાયી શહેનશાહત સ્થપાઈ ન્યાયનો વીજય વાવટો હીંદપર ફરકવા લાગ્યો એજ આપણું મહદ્ભાગ્ય સમજવું. રાજા પ્રજાસમગ્ર મન ગમતાં સ્વતંત્રતામાં રહી સુખો ભોગવે છે. હીંદુ અને મુસલમાન બન્ને પ્રજા એક બીજાની વિરૂદ્ધ નહીં બલકે ભાઈચારાથી વર્તવા લાગી છે જેથી આપણે રૈયતે તો પરમાત્માનો

ઉપકાર માની સરકારનું રાજ્ય કાયમ રહેવા ઇશ્વર પ્રાર્થના કરવી જોઇયેજ.

---

## પ્રકરણ ૨ જુ.

### ભટીયાણીની બાળચેષ્ટા.

જે વખતે દિલ્હીમાં ઉપર મુજબ ઔરંગજેબ બાદશાહનો અમલ બજતો હતો તે સમયમાં આ વાર્તાની મુખ્ય અધિષ્ટાતા **જેસલમીરની ભટીયાણી** નામની એક દિવ્ય સ્વરૂપી દેવાંગનાએ જેસલમીરના ભટી રાજાને ત્યાં કન્યકારૂપે જન્મ લીધો હતો, અને તે જન્મ ઔરંગજેબ બાદશાહના નવરોજાના ગર્વને ઉતારવા માટેજ જાણે ન લીધો હોય ? જાણે ? એટલાજ સારૂ હીંદ દેવી ! આર્ય મહિલા સાક્ષાત રાજ્યબાળાના રૂપમાં ભટી રાજાને ત્યાં અવતરી ન હોય? તેમ ઇતીહાસ ઉપરથી જોઇ શકાય છે.

એવી આર્ય બાળા શુદ્ધ ક્ષત્રાણી ભટીયાણી ભટીરાજાને ત્યાં જનમી આ વખતે ઔરંગજેબનો નવરોજાનો આર્ડર હિંદના ચારે ખુણામાં અમલ કરી રહ્યો હતો. જેમાં દીલ્હી નજીકના મારવાડ આદી પ્રદેશમાં તો નવરોજાનો અમલ તાત્કાળીક થતો હતો.

ભટીયાણી એક પૂર્ણ ચંદ્ર ઉર્વશી, કે મેનકાના સ્વરૂપને ભુલાવો પમાડે તેવી સ્વરૂપવાન હતી. ભટીયાણીના શરીરના અવયવો રાત્રી દીવસ શુકલપક્ષના ચંદ્રની માફક વૃદ્ધી પામી જોત જોતામાં રાજબાળા બાલ્યાવસ્થા છોડી યુવાવસ્થામાં ગમન કરતી દીસવા લાગી એટલે ભટીયાણીની ઉમર પંદર વર્ષની થવા આવી રૂપ અને ગુણ બંનેમાં સંપન્ન હોવાથી માત પીતાને ભટીયાણી પુત્ર તુલ્ય

પ્યારી લાગતી હતી. ભટીરાજા રાજબાળાને લાલનપાલનમાં ઉછેરતો હતો ભટીયાણી પણ સ્વર્ગ સમાન રાજ્ય વૈભવમાં ઉછરી પોતાની પાંચસો સાહેલીઓની અંદર બાળચેષ્ટાની અનેક તરેહની રમત ગમત કરી આનંદ ભોગવતી હતી.

આવી બાલ્યાવસ્થાની પંદર વર્ષની ભટીયાણી ॥ ઉમરમાં એક વખત ઔરંગજેબ બાદશાહની સુશોભીત પોશાકમાં અનેક તરેહના રંગથી ભરપુર ચીતરેલી છબી દિલ્હીથી લઈ એક ચીતારો જેસલમીર આવ્યો અને ભટીરાજા આગળ તે છબી રજુ કરી. ભટી રાજાયે તે છબી જોઇ. છબીમાં ચીતારાની પીંછીની અનુપમ તારીફ કરી ચીતારાને બાદશાહનો પોતા ઉપર પ્રેમ થવા ઇનામ પણ આપ્યું. ચીતારે ઈનામ લીધું અને બોલ્યો કે અમારા જહાંપનાહનું એવું ફરમાન છે કે દરેક રાજ્યમાં આ છબી ફેરવવી અને રાજ્યના જનાનામાં રાજબાળાઓને પણ આ છબી બતાવવી; માટે બાદશાહના આ ફરમાનને માન આપી આપના જનાનામાં આપની રાજ બાળા ભટીયાણીને આ છબી બતાવવી જોઇયે. વળી તે હજી બાલ્યાવસ્થાની છે. માટે તે કુંવરી પાસે જવામાં કોઇ તરેહની ઓઝલ સંબંધી હરકત નથી માટે આપ મને આ છબી ભટીયાણી રૂબરૂ લઈ જવા આજ્ઞા આપો. બાદશાહના ફરમાનનું અપમાન કરવામાં અહીત છે માટે ભટી રાજાયે ચીતારાને છબી સાથે ભટીયાણી પાસે જવાની સવડ કરી આપી અને ભટીયાણીને પણ કહેવરાવ્યું.

ચીતારો ભટીયાણી પાસે છબી લઇને ગયો આ વખતે ભટીયાણી પોતાની સાહેલીયોમાં અનેક તરેહની રમત ગમત કરતી હતી કીશોરી ! કુમાર ! અગ્યાત મુગ્ધા રૂપની રાજબાળા ભટીયાણીએ પેલી છબી જોઈ

કીંચીત મુખ મરકાવી ઓઝલમાં રહી બોલી ઓહો ! ! શું છબી છે. ચીતારા ! આ છબી કયા રાજપુત્રની છે? શું? તેનો ચહેરો દીદીપ્યમાન છે. આહા ! ! ભરતખંડના સૂર્ય ચંદ્ર કુળના રાજપુત્રો આવા મજબુત બાંધાના અને દેખાવડા ચહેરાના પણ હજી પાકતા જોવાય છે ને શું? આ છબીનો હસમુખો ચહેરો છે ફક્ત આ તેનો લેબાસ હું રજપુત રીતીનો જોતી નથી તેનું શું કારણ હશે રજપુતો બાદશાહી સહવાસમાં આવો વરણસંકર પહેરવેશ પહેરવા લાગ્યા ! "દેશ મૂકવો પણ વેશ ન મૂકવો" એ કહેવત શું? ભૂલી ગયા? બોલ? બોલ! ચીતારા ! આ વરણસંકર રજપુત ધર્મ છોડનાર કયો? રાજપુત્ર જાગ્યો છે? આ વખત બધી દાશીઓ પણ છબી નીહાળવા લાગી હતી.

ચીતારે કહ્યું. રાજબાળા ! કોઈ વરણસંકર રાજપુત્રની આ છબી નથી. તું અજાણી છું. હજી કોઈ રજપુતોએ પોતાનો પહેરવેશ છોડયો નથી માટે આ છબીને તું કોઇ રાજપુત્ર ગણતી હું તો તારી ભૂલ છે. આ છબી તો હાલના હીંદના મહાન પ્રતાપી મોગલ શહેનશાહી વંશના મુગટમણી ઔરંગજેબ ઉર્ફે નૌરંગ શાહ બાદશાહની છે આ છબી ઉપર મોહ પામી ઘણી રાજબાળાઓ નૌરંગશાહ બાદશાહ સાથે નકા પઢી તેનું જનાનું દીપાવવા લાગીઓ છે. આપ સર્વ બાળાઓમાં સ્વરૂપે શીરોમણી છો. તેમ ઉમદા ગુણમાં પણ અવધી છો આ આપની તારીફી સાંભળી અમારા નૌરંગશાહ બાદશાહ ફીદા ફીદા થઇ આપની પાસે આ છબી બતાવવાજ મને મોકલ્યો છે આપ આ છબીનું સંપુર્ણ નીરક્ષણ કરો અને ઔરંગજેબ જેવા હીંદના સાર્વભોમ શહેનશાહનું જનાનું દીપાવી બાદશાહી વૈભવ ભોગવો. !

ચીતારાના મુખમાંથી આવ્યાં વાક્યો નીકળતાં પોતાની શ્રવણ ઇંદ્રી ભૃષ્ટ થયેલી માની ભટીયાણી એકીદમ ગુસ્સે થઈ ગઈ. અરે દુષ્ટ! આ તું શું બોલે છે? અરે! તું તે બોલેછે કે બકે છે? રાજબાળા પાસે યવનનું નામ લેતાં તુને જરા પણ શરમ આવતી નથી. દુષ્ટ! તારૂં મોઢું કાળું કરી અહીંથી સત્વ ચાલ્યો જા? તારો પ્રાણ લેવા આ મારા જમણા હાથની એક ભુજા બસ છે તું મારી એક લપડાકનો ગ્રાહક છું. પરંતુ કાગળીયાના કાન કાપવા એ હું મારો ધર્મ માનતી નથી જા? નીચ! જલદી છબી લઈ ચાલ્યો જા? એમ કહી એકીદમ ગુસામાં ઉભી થઈ, છબીનો તીરસ્કાર કરી છબીને પોતાના પગની એક પાટુ મારી આથી બાદશાહનું અપમાન થયું માની છબી લઇ ચીતારો ચાલતો થયો અને ગુસામાં જેસલમીર છોડી દીધું રસ્તામાં ભટીયાણી સબંધી અનેક તરેહના તર્ક વિતર્ક કરતો થોડા દીવસે દિલ્લી પહોંચ્યો અને ઔરંગજેબ બાદશાહની હજુરમાં આવી સરવ હકીકત નીવેદન કરી ઔરંગજેબ પણ ભટીયાણીના સાહસ કર્મ ઉપર ગુસ્સે થયો. ભટીયાણીયે મારી છબીનું નહીં પણ આ મારા શરીરનુંજ અપમાન કર્યું છે. છબીને પાટુ મારી નથી પણ એ કુલટા રજપુતાણીયે આ મારા દેહનેજ પાટુ મારી એમ હું માનું છું એ નીચ ભટીયાણીને મારા જનાનામાં બેસારૂં અને તેના પીતાનું રાજ્ય પાયમાલ કરૂં ત્યારેજ હું બાદશાહ ખરો!! એ રજપુતાણીયે મારા બળ અને ગૌરવનો કાંઇ પણ વિચાર કર્યોજ નહીં. માટે મારે હવે તેને મારી સત્તાનું બળ બતાવવું પડશેજ, અહો!! મારા સાંભળવા મુજબ ઈંદ્રની પરીસમાન નવ યૌવનાં ભટીયાણીને મારૂં અપમાન કરવાની બુદ્ધિ કેમ સુજી હશે? શું તે નહીં જાણતી હોય કે તેનો બાપ મારો ખંડીઓ

રાજા છે અને વરસમાં છ માસ હથીયાર ધારણ કરી મારે દરવાજે ઉભો રહી રાત્રીનો સંત્રી તરીકે પેરો ભરે છે આવી મારી મહાન સત્તા ઉપર કીશોર વયની સુકુમાર ભટીયાણીયે કાંઇ પણ વિચારનજ કર્યો? શું? ચીતારા આ હકીકત તું ખરી કહે છે? હા? મુલક કે બાદશાહ! આપની પાસે જુઠી હકીકત રજુ કરવા મને કાંઇ પણ કારણ નથી. હું પ્રથમ જેસલમીરમાં જઇ તેના પીતા પાસે ગયો. તેમને મળ્યો આપ નામદારની આ છબી બતાવી બાદ ભટીયાણી પાસે લઇ જવા માગણી કરી રાજાયે તે માગણી સ્વીકારી અને છબી સાથે ભટીયાણી પાસે હું ગયો એ વખતે પોતાની મૃગ નયની પાંચસો સાહેલીઓમાં બાળચેષ્ટા રૂપી રમત ગમત તે કરતી હતી. એ વખતે એ મૃગાક્ષી મુગ્ધા રાજબાળાને મેં જોઇ. નખથી શીખ સુધી તેનો ચેહેરો ઝીણું અ તરપટ હોવાથી નીહાળ્યો. નીહાળતાંજ હું બાહાવરો બની ગયો શું ખુદાયે ભટીયાણીને રૂપ આપ્યું છે જેમ તારાના સમુહમાં ચંદ્ર શોભે તેમ એ પાંચસો દાસીઓની અંદર શોભી રહી હતી. જેવો હું આવું છું એવી બાતમી તેને મળી કે તુરત રમત છોડી સીંહાસનપર જઇ બેઠી અને સીંહાસનની બને બાજુ તેની સહેલીઓ હારબંધ ગોઠવાઇ ગઈ. એક તેની વડી દાશીયે મારો સત્કાર કર્યો. અને તેની પોતાની આજ્ઞા અનુસાર આપની આ છબી મારા હાથમાંથી લઇ ભટીયાણી પાસે રજુ કરી આ સઘળો બનાવ હું સ્થીર ચીતથી જોઈ રહ્યો. પાંચ મીનીટ છબી તરફ પોતાની દ્રષ્ટી ભટીયાણીયે ઠેરાવી બાદ દ્રષ્ટી ફેરવી બોલી અહો!! આવા રાજા કુમારો હીંદમાં પડયા છે શું? શરીરનો બાંધો અને દેખાવ છે ફક્ત રાજકુમારો મુસલમાની લેબાસ ધારણ કરે. એજ તેનું બીરૂપણું અને કાયરતા જણાઇ આવે છે જયાં કાયરતાયે શરીરમાં પ્રવેશ કર્યો ત્યાં તે રાજ

પુત્ર શેનો ગણાય. મારી તો માન્યતા છે કે ખરો ક્ષત્રી મરણાંગત થતાં સુધી કુળ રીતીઅનેપહેરવેશ કદી છોડેજ નહીં માટે લાવ આ ચીતારાને પુછું કે કયા નીચ રાજપુત્રે પોતાનો વડીલો પાર્જીત ક્ષત્રી ધર્મ છોડી આવો યવન પહેરવેશ પસંદ કર્યો છે ધીક્કાર છે તેને જો તે રાજપુત્ર હોય. મહાન રાજ્યનો માલેક હોય તો પણ પહેર-વેશ ફેરવવાથી હું તેને ક્ષત્રી તરીકે માન આપવાની નથી. આવા ક્ષત્રી ધર્મ છોડી ઉભય કુળ ભ્રષ્ટ કર્તા રાજપુત્રોને એક નહીં પણ હજારવાર ધિક્કાર છે. પહેરવેશ ફેરવવો એ રાજપુત્રોનું કર્મ નથી. હું અધીરી થઇ જાણવા માગ્રુ છું કે ચીતારા! આ છબી કેની છે? જહાંપનાહ! ભટીયાણીના મુખમાંથી આવાં વાકય નીકળતાં હું તાજુબ થયો અને તે સુલોચના સામે હું ધીમા અવાજથી બોલ્યો. રાજબાળા! કોઇ રાજપુત્રની આ છબી નથી. કોઇ રાજપુત્ર આવો સ્વરૂપવાન હાલ હીંદમાં નથી. આતો હીંદના શહેનશાહ ઔરંગશાહ બાદશાહની છબી છે, જેના ચરણમાં હીંદના તમામ નાના મોટા રાજા અને રાજકુમારો પોતાની તરવાર નમાવી રહ્યા છે, જેણે પોતાના પ્રૌઢ અમલવડે મોગલ બાદશાહી ચક્રવર્તી કરી છે, આવા પરાક્રમી બાદશાહ ઔરંગજેબની આ છબી છે, આ છબી જોઈ ધણી રાજબાળાઓયે રાજકુવરો તરફ કટાક્ષ નજર કરી, રાણીનું પદ છોડી હરમ અને બીબીનું પદ લઇ બાદશાહી જનાનું દીપાવવા માંડયું છે. આવું મારૂં વચન સાંભળતાંજ તે એકીદમ ગુસ્સે થઇ ગઇ. અને અપમાન ભર્યા ધણા શબ્દો બોલી, તથા આપની આ સુંદર છબીને ઉઠી તેણે એક પાટુ મારી. આ બનાવ હું સહન કરી શકયો નહીં. જેથી એકીદમ ચાલતો થઈ અહીં આવ્યો છું હું અ-સત્ય ભાષણ આપ સનમુખ કદી કરવાનો નથી.

ગુસ્સે થયેલ બાદશાહ ચીતારા પ્રત્યે બોલ્યો ફીકર નહીં ? ભટીયાણીને હું જોઇ લઇશ, એવી હઠીલી બાળાઓની હઠ છોડવવા માટેજ મેં પુખ્ત વિચાર કરીને "નવરોજાનો" ઓરડર રજપુતો- પર કર્યો છે. અને તે ઓરડરનો અમલ આજે લાંબી મુદત થયાં બરાબર થાય છે. ભટીયાણી પ્રત્યે પણ તે ઓરડરનો અમલ થવા નોજ. તેને નવરોજામાં પકડવાનોજ. અને તે અવસર હું તને થોડા દીવસમાં બતાવી આપીશ. ચીતારા તું હવે શાન્ત થા. ભટી- યાણી હજી કુંવારી છે. કોઇ રજપુત સાથે તેનું વેવીશાળ હજુ થયું નથી માટે હું તેના પીતાપર મોશલી મોકલી હાલ તાત્કાળીક તેનાં લગ્ન કરવાની ફરજ હું પાડું છું. આ શીવાય ભટીયાણીને હાથ કરવાનો બીજો રસ્તો નથી. હું ભટીયાણીનું માગું કરૂં તો ઉઘાડો અન્યાય ગણાય અને નવરોજાના ફરમાનથી ગુસ્સે થઇ રહેલા ત- મામ રજપુતો એકત્ર થઇ મારા સામી જબરી લડાઇ કરે માટે તેમ નહીં કરતાં તાત્કાળીક ભટીયાણીને પરણાવવા ભટી રાજાપર જબરી રકમની મોશલી મોકલવી એજ ઉત્તમ છે. આવી રીતે બાદશાહ અને ચીતારાની વાત ચીત થયા બાદ ચીતારાને જબરૂં ઇનામ આપી બાદશાહે વીદાય કર્યો

આ બાજુ ભટીયાણીએ નૌરંગશાહ બાદશાહની છબીને પાટુ મારી અને ચીતારો રીસાઇ દિલ્લી ગયો એ બનાવ જોઇ સુમીત્રા નામની ભટીયાણીની વહાલી દાશી બોલી બાઇ ! આપે આ જબરી ભુલ કરી, તમો હજી બાળક છો એ છબી કેની છે તે કેવો પ્ર- તાપી બાદશાહ છે કેવો કૃર સ્વભાવનો ધર્મચુસ્ત છે તેનો તમે પાટુ મારતા પહેલાં જરા પણ વિચાર કર્યો નહીં તમારા પીતા જેવા અનેક

રાજાઓ તેની તેનાતમાં દિલ્લી જઇ છ છ માસ સુધી રાજ્ય છોડી સંત્રી થઈ સીપાઇ તરીકે તેને દરવાજે પહેરા ભરે છે આવા મહાન બાદશાહની છબીને પાટુ મારવી એ તેં જબરૂં સાહસ ખેડયું છે. એ તારૂં કમસમજનું અજ્ઞાતપણું જણાઇ આવેછે આ તારા સાહસનું ફળ કોણ જાણે હવે કેવા રૂપમાં આવશે પીતાશ્રીને કેવું સોસવું પડશે તે હવે હું કહી શકતી નથી. આ તારી ભુલનો પશ્ચાતાપ તને પોતાનેજ કરવાનો વખત આવશે. સુમીત્રા દાસીના વાક્ય સાંભળી ભટીયાણી વિચારમા પડી સુમીત્રા! શું? રાજબાળાઓ રાજપુત્રોની છબીઓ છોડી યવન ધર્મી બાદશાહ અને તેના શાહજાદાની છબી સામી દ્રષ્ટી કરશે? હું શું? શુદ્ધ ક્ષત્રાણી રાજબાળા નથી કે ઔરંગજેબની છબી સામી દ્રષ્ટી કરૂં મારે માટે તો મારો પ્રાણવલ્લભ કોઇ રાજા સરજાયો હશે? માટે આ છબીનો તિરસ્કાર કર્યો. તેમાં મેં ખોટું શું કર્યું છે હું તો જાણું છું કે મેં મારો ક્ષત્રાણી ધર્મ બજાવ્યો છે મેં જે કર્યું છે તે વ્યાજબી કર્યું છે તો પછી પીતાશ્રીને અને મને ભવિષ્યમાં શું? આફત આવવાની છે કે તું મને ડરાવે છે બાઈ હું જેજે કહું છું તે ખરૂં છે ચોકસ આફત આવશે આપ હજુ નથી જાણતાં કે દરેક રાજબાળાના લગ્ન વખતે ઔરંગજેબ બાદશાહ તરફથી "નવરોજાનું" ફરમાન છે એટલે લગન થયા બાદ તુરત રાજબાળા નવ દીવસ દિલ્લી બાદશાહની હજુર નવરોજામાં જાય છે બાદ પોતાના પતીને ત્યાં જાય છે. હેં? હેં? હેં? દાસી! આ શું બોલે છે નવરોજો કેવો? અને લગ્ન થયા બાદ રાજપુત્રી નવ દીવસ દિલ્લી જાય આ શું નવાઇ!! સુમીત્રા! તું મારી મશ્કરી કરતી નથી કે? હું તારા આ ગુપ્ત ભેદમાં કાંઇ સમજતી નથી. બાઇ!

તું હજી ભોળી છું પીતાના રાજ્યમાં લાલન પાલનમાં ઉછરી છું. નવરોજે દરેક નાની મોટી તમામ રાજબાળા માટે જ છે તમારે માટે પણ તમારા લગ્ન વખતે તે ફરમાન તમારે સમજવાનું જ છે શું ત્યારે મારે પણ નવરોજામાં જવું પડશે? હા? બાઇ હા? વારૂ! આવો જહાંગીરી જુલમી અન્યાયી નવરોજાનું ફરમાન કોઈ રાજપુત્ર કે રાજા શા માટે અટકાવતો નહી હોય. બાઇ! ઔરંગઝેબ બાદશાહનું એટલું જોર છે કે કોઇ રજપુત તેના સામો થઇ શકે તેમ નથી બધા રજપુતો શાન્ત થઇ મુંગે મોઢે બેઠા છે અને બાદશાહ ગમે તેવાં અઘટીત ફરમાન કરે તોપણ તેઓ ઉઠાવે છે. હર! હર! રજપુતાણાની કમ દશા બેઠી કે શું? શું રાજબાળાઓની કમબખ્તી આવી!! શું સૂર્ય ચંદ્રકુળનો અસ્ત થયો? વારૂ! વહાલી દાસી હું નવરોજે ન જાઉં એવો કાંઇ રસ્તો છે જો હોય તો કૃપા કરી બતાવ બાઇ નવરોજાનો અમલ લગ્ન વખતેજ હોય છે માટે જે રાજબાળા કુંવારી રહે છે તેના કુંવારાપણા ઉપર નવરોજાનો અમલ થતો નથી. ઠીક! ઠીક! તેં સારૂં બતાવ્યું હું પરણીશ તો નવરોજે જવું પડશે માટે અત્યારથીજ હું પ્રતીજ્ઞા કરૂં છું કે હું મારાં લગ્ન કરીશજ નહીં હું કુંવારી જ રહીશ કદી જો કોઈ રજપુત મને નવરોજે નહિ જવા આપે એવું મને વચન આપી મારી સાથે લગ્ન કરશે તો જ હું તેને પરણીશ માટે અત્યારથી એવો રજપુત મળતાં સુધી હું કુંવારી રહીશ અને કદી કોઇ રજપુત નહિ મળે તો હું આખી જીંદગી મારી કુંવારી જ કાઢીશ બોલ પછી બાદશાહનો નવરોજો મને શું અમલ કરશે હું હવે લગ્નનો લહાવ છોડી ઇશ્વર ભજનમાંજ મારૂં ચીત ચોડવાની, પણ નવરોજામાં નહિ જવાની.

ભટીયાણીની નવરોજામાં નહિ જવાની પ્રતીજ્ઞા? તેમજ ઔ-રંગજેબ બાદશાહની છબીને પાટુ મારવાની વાત જોત જોતામાં એકલા જેસલમીર કે દિલ્હીમાં જ નહિ પણ આખા હીંદના ચારે છેડામાં ફેલાઇ ગઇ અને રજપુતાણામાં તો તે વાત ઘરે ઘરે ચરચાવા લાગી. ભટી રાજા પણ દીકરીના સાહસ કર્મથી, વિચાર વમળમાં ઝુરવા લાગ્યો.

---

## પ્રકરણ ૩ જું.

### ભટીરાજા પર નૌરંગશાહની મોસલીનું ફરમાન.

આપણે જાણીએ છીએ કે બાદશાહના આ ફરમાનમાં શું લખાણ હોવું જોઇએ રોદડા કે બીજું કાંઇ? ભટીયાણી અને ભટી રાજા ઉપર ગુસ્સે થયેલ ઔરંગજેબ બાદશાહે તે ફરમાનમાં નીચે મુજબ હકીકત લખી હતી.

જેસલમીરના ભટીરાજા.

ખુદા તાલાની કૃપાથી અમો હીંદના શહેનશાહ છીએ. તમો અમારા આશ્રીત ખંડીયા રાજા છો અને તમારી તરવાર દીલ્હીના તખ્ત પાસે અમારા ચરણમાં નમાવેલી છે માટે અમારી વફાદારીથી વર્તો ત્યાં સુધી જ તમારૂં રાજ્ય અમે તમારી દેખરેખમાં રાખ્યું છે જો તમો અમારી સાથે વફાદારીથી નહિ વરતો યા અમારા ઓરડરનો અનાદર કરશો તો તમારૂં રાજ્ય શહેનશાહી રાજ્યમાં જોડી દેવામાં આવશે.

અમારા નવરોજાના હુકમને રજપુતાણાના તમામ રાજાઓ

માન આપતા આવ્યા છે અને તમો પણ અમારી આજ્ઞા પાળતા આવ્યા છો અમારો વિચાર દરેક રાજ્યબાળાને દુધ પીતી નહિ કરવા દેતાં તેને ઉછેરી લાયક ઉમરની થયે તાત્કાલીક લગ્ન કરી તેને પરણાવી દેવાનો છે તે અમારા પવિત્ર હુકમની તમો હજી માન્યતા કરતા નથી તમારી લાડવાઇ પુત્રી ભટીયાણી લાયક ઉમરની થયા છતાં તમો હજી તેનો સબંધ કોઇ સ્થળે કરતા નથી તેમ અત્યાર સુધીમાં ભટીયાણીનો સબંધ કર્યાનું અમોને જાહેર કર્યું નથી ભટીયાણી પંદર વર્ષની થઇ છતાં સંબંધ નથી કર્યો. તેજ અમારા હુકમનું તમે અપમાન કર્યું છે તમારી કુંવરી ભટીયાણી લાયક ઉમરની થઇ ગઇ છે તમારા હીંદુ શાસ્ત્રમાં પાપ છે અને તે પાપના અમો રાજ્યકર્ત્તા શહેનશાહ પણ ભાગીદાર ગણાઇએજ માટે એવા પાપથી મુક્ત થવા ભટીયાણીનો તાત્કાલીક સંબંધ કરવાની ચીવટમાં તમને રાખવા સારૂ આ અમારૂં બાદશાહી ફરમાન તમોને કરીએ છીએ કે તમો તમારી આળસાઇ અને બેકાળજીથી તમારી કુંવરીને કુંવારી રાખો છો માટે તમારી આળસાઇ ઉડાડવા સારૂ આજથી તમારા ઉપર સબંધ કરો ત્યાં સુધી હમેશનો રૂપીઆ ૧ હજારનો મોશલ તમારા રાજ્ય પર મુકવામાં આવે છે અને તે મોશલ તરીકે આ પત્ર લઇ આવનારને જ તમારા મોશલ તરીકે સમજવો.

ભટીયાણીને જલદી પરણાવવાના સંબંધમાં હમેશના રૂ ૧ હજારનો જબરો મોશલ પોતાના રાજ્ય પર આવવાથી ભટીરાજા જબરા વીચારમાં પડ્યો શાથી કે ભટીયાણીએ તો નહિ પરણવા પ્રતિજ્ઞા કરી છે અને આ બાજુ બાદશાહની પરણાવવાની સખતાઇ આવી

તરેહના ઉભય વિચારમાં ભટી રાજા રાત્રી દિવસ ગમગીનીમાં રહેવા લાગ્યો અને હમેશાં નીશ્વાસા નાંખી બોલવા લાગ્યો કે—

ચલનો ભલો ન કોશકો, દુહીતા ભલી ન એક,
મંગનો ભલો ન બાપસેં, જો પ્રભુ રાખે ટેક;

અરે! એક પુત્રી હોય તો પણ સારી નહિ મારી પુત્રી ભટીયાણી નહિ પરણવાની કદી હઠ છોડશે નહિ અને આ બાદશાહનો મોગલ કદી જેસલમીર પરથી ખસશે નહિ અરે! ઇશ્વર દયા કર કે હું હરેક યુક્તી પરયુક્તીથી રાજબાળાને સમજાવી તેની હઠ છોડાવું અને કોઇ મહાન જોધપુર, મેવાડ, જેવા રાજ્યકર્ત્તા સાથે તેનું લગ્ન કરૂં કે જેથી હું નર્ચીંત થાઉં એમ વિચાર કરી ભટીયાણીને મળવા જનાનામાં જઇ ભટીયાણીની માતુ પાસે ભટીયાણીને બોલાવી ભટી રાજા પોતાની રાણી (ભટીયાણીની માતા) ને કહેવા લાગ્યો કે પુત્રી આપણી ભટીયાણીની હઠ છોડાવો અને તે પરણવાનું કબુલ કરે તો સારૂં સ્વામીનાથ !! આપણી લાડવાઇ પુત્રી હઠીલી છે વળી તેણે જે કારણથી પ્રતીજ્ઞા કરી છે તે કારણ રજપુતાણીના ધર્મનું ખાસ રક્ષણ કરતાં છે માટે હું પુત્રીને શી રીતે સમજાવી શકું એક રાજબાળાનું અખંડ વ્રત ભંગ કરવા હું રજપુતાણી છું. માટે મારા ઉદરથી ઉત્પન્ન થયેલી મારા પયોધરથી શુદ્ધ દુધ પીને ઉછરેલી રાજબાળાને હું કદી અવળી શીખામણ આપવાની નથી આપણું રાજ્ય જાય ઔરંગજેબ સાથે લડાઇ થાય અને તે લડાઇમાં કદી તમારો પ્રાણ જાય તો હું પાછળથી તમારા શુરવીર પવિત્ર સબને મારા ખોળામાં લઇ અગ્નીદેવીને સ્મશાન ભુવનમાં જઇ આ દેહ અરપણ કરી આપના આત્માને સંતોષ આપી આ દુનીયામાં રજપુતાણીના સતીત્વપણાનો ચાલતો રીવાજ

મોજુદ રાખી હું દીપાવીશ. પણ દીકરીની વ્યાજબી પ્રતીજ્ઞા તોડાવી તેને પરણવાની સલાહ આપી મારૂં નામ અને મારી કુખને કદી લજાવીશ નહિ. જેસલમીરનું રાજ્ય જાય તો ભલે જાય અને મેવાડના રાણા પ્રતાપની માફક અરવલીના અરણ્યમાં ભીલડાના રૂપમાં રહેવું પડે તો ભલે પણ રજપુતાણીની કીર્તી આ ભુમીમાંથી કદી જશે નહીં. પ્રાણનાથ! તમે આવા શૌર્યહીણ કેમ થાઓ છો બાદશાહી મોશલીથી શા માટે ડરો છો શું તમોને જેસલમીરનું રાજ્ય અને રાજ્યલક્ષ્મી પ્યારી પુત્રી ભટીયાણી કરતાં વધારે વહાલું છે એટલાજ સારૂ મોશલીના ખર્ચથી ડરો છો રાણો પ્રતાપ પોતાની પુત્રી અશ્રુમતીના માટે બાર વરસ જંગલમાં રખડયો. આખરે પરમાત્માએ તેની નેક ટેક રાખી તમો પણ શાન્ત અને ધીરજ શીલ રહો કેઇ રાજબાળાઓ દુનીયામાં કુવારી રહી નથી જનકનું પણ ધનુષ્ય તોડવાનું રામચંદ્રજીએ પુર્ણ કર્યું છે તો પછી ભટીયાણીની પ્રતીજ્ઞા પુર્ણ કરવા કોઇ રાજ પુત્ર જાગ્રત થશેજ અને ભટીયાણીને પરણશેજ. મારી તો આ સલાહ છે, તમો પણ શુરવીર ભટી રાજા છો મોશલીના બોજાથી હબકવાનું નથી "રાજ્ય જાય તો ભલે પણ રીત જશોમાં" કુળ ધર્મને સાચવવામાં જ રજપુતાણું રહ્યું છે.

શાબાશ! રાણી! શાબાશ! હું તમારી ઇચ્છાનુસારજ વર્તવાનો છું. આજથી ભટીયાણીને પરણાવવા બાબત મારી જીભથી કદી ઉચ્ચાર હવે કરીશ નહીં. "શમતાના ફળ મીઠા હોય છે" તે હુ સારી રીતે જાણું છું. છતાં ઔરંગજેબ બાદશાહ વધારે તાકીદ આપશે તો પછી આ શમશેરના સાધનથી મને યોગ્ય લાગશે તેમ કરીશ ધન્ય છે પ્રાણનાથ! તમારી શૌર્યતાને, રજપુતોનો તો એજ

ધર્મ છે. રજપુતોનો ધર્મ રણસંગ્રામમાં યુદ્ધ કરવાં. અને કીર્તી મેળવવી. લડાઇમાં જીત તો પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત કરે અને મરણ પામે તો સ્વર્ગમાં અક્ષય રાજ્ય મેળવે એટલે લડાઇથી રજપુતોને એમાંથી એક ભુમીનું રાજ્ય અવષ્ય પ્રાપ્ત થાય છે. આપની હીમત જોઈ સ્વામીનાથ! હું અપાર આનંદ પામું છું. આવી રીતે વાતચીત કરે છે તેવામાં ભટાયાણી પોતાના માતપીતા પાસે આવી ઉભી રહી. અને નમન કરી બોલી માતપીતા! આપની બાળા ( રાજકુમારી ) ને આપે શા માટે આજે યાદ કરી છે! કાલાં કાલાં હૃદયભેદક વાક્યો સાંભળી ભટીરાજા હર્ષિત થઈ બોલ્યો બેટા! તું જાણે છે કે આજે તારાં માતપીતા ઉપર ઉભય પ્રકારનું કેવું દુઃખ આવી પડ્યું છે.

પીતાજી! હા! હું પણ સમજું છું. મારે માટે આપને દિલ્હીનો બાદશાહ કે જે હાલમાં રજપુતોના કુળ ધર્મનો નાશ કરવામાં જુલમ આદરી રહ્યો છે. તેના હાથથી આપને વધારે સોસવું પડ્યું છે. પણ પીતાજી! શું કરવું લાચાર! હું રજપુત કુળમાં જન્મીછું. જે રજપુતાણીઓએ ચીતોડના કિલ્લામાં રજપુતાણીઓનું સતીત્વપણું બતાવી પોતાના પતીઓની પાછળ પોતાના પ્રાણો અર્પણ કરી તે કિલ્લા ઉપર કંકુવાળા પોતાના હાથના પંજા માર્યા છે. જેના થાપાની બંને હારો એક લાઇનની આજે પણ જોવાય છે અને તે દેખાવ હાલના મનુષ્યોને હેરત પમાડે છે. આપના કુળમાં ઉત્પન્ન થયેલી સુદ્ધ ક્ષત્રી વીર્યની હું રાજબાળા ભટીયાણી શું? નવ દીવસનો બાદશાહી નવરોજો સ્વીકારીશ? હાલમાં શું? કોઇ રજપુત આ રજપુતાણામાં નથી કે? આ ઔરંગજેબની જુલમી નવરોજાની રીત બંધ કરે? શું? તમારી પુત્રી ભટીયાણી દુનીયામાં કુંવારી રહીજ રહી? ચાલી જશે? ભટીયાણીની

જીંદગીમાં કોઇ રાજપુત શુરો થઈ ભટીયાણીના જમણા હાથનું પાણી ગ્રહણ નહીંજ કરે ? કદાપી જો તેમ થશે તો પછી આપ નિશ્ચય સમજજો કે હું સંસાર સુખને બીલકુલ ઇચ્છતી નથી. પણ રજપુતોનો ધર્મ શી રીતે અચળ રહે તેજ ઇચ્છું છું. હું નવરોજામાં જનાર નથી અને તેટલાજ માટે નવરંગશાહ બાદશાહની છબીને મેં પાટુ મારી છે. આ વાત આખા રજપુતાણામાં ફેલાઈ રહી છે માટે પીતાજી ! આપ નચીંત રહો. ઇશ્વર! તમારી અને આ તમારી પુત્રી ભટીયાણીની લાજ રાખશે. મારૂં સગપણ કરવાની વાત જો તમારા પાસે કોઇ કરવા આવે તો તેને પ્રથમ મારી પાસે મોકલજો હું તેને આ મારી પ્રતિજ્ઞા કહીશ, જો તે મારી પ્રતિજ્ઞા કબુલ કરશે તોજ હું મારૂં લગ્ન કરીશ અને તમને બાદશાહી મોશલીથી મુક્ત કરાવીશ. છતાં તે વાતને ઢીલ થાય એમ ધારી જો પીતાજી ! આપને પૈસો વહાલો કરવો હોય અને મોશલી ભરવી ભારે ગણતા હોતો ખુશાથી કહો કે હું વિષપાન કરી આપને ઉપાધીમાંથી મુકત કરૂં પણ રજપુતાણું ધર્મ છોડી નવરોજામાં જવા કદી ઇચ્છીસ નહીં.

શાબાશ ! રાજપુત્રી ! શાબાશ ! ! તું. રજપુતાણીના ખરા ધર્મ જગતમાં જાહીર કરી ઇતીહાસમાં કાયમ નોંધાવવા તેમજ હાલમાં નવરોજા નીમીત અનેક રાજબાળાની થતી અપકીર્તી અટકાવવાજ મારે ઘેર જન્મી છું અમો ખુશી છીએ. બાદશાહી હજારો રૂપીયાની હમેશની મોશલીની હું દરકાર કરવાનો નથી. બેટા ! તું તારી પ્રતિજ્ઞામાં દ્રઢ રહેજે તને નવરોજામાં જતી અટકાવે એવો કોઇ શુરવીર રાજપુત્ર જાગ્રત થઇ તારી ઈચ્છાનુસાર વર્તવા કબુલ કરે. ત્યાં સુધી હું તારૂં સગપણ કરવાનોજ

નથી હું પણ રાણા પ્રતાપની માફક સુખદુઃખ સહન કરી મારો પીતા રૂપી ધર્મ બરાબર બજાવીશ. ફક્ત તારી હીમત જોવાજ તને આજે બોલાવી છે હવે હું આનંદ પામું છું. આ તારી માતુશ્રીની પણ તેજ સલાહ છે. બેટા! ભટીયાણી! તું કોઈ વાતે ગભરાઈશ નહી, ધીરજનાં ફળ મીંઠાજ ચાખીશ.

---

## પ્રકરણ ૪ થું.

### ભટીઆણીના સબંધમાં રજપુતોના વિચારો તેમ ઔરંગઝેબની વિશેષ સખતાઇ.

નવરોજામાં ન જવાની ભટીયાણીની પ્રતિજ્ઞા જોતજોતામાં આખા રજપુતાણામાં ફેલાઈ ગઈ. મૃગનયની મનહર ચતુરાં રાજબાળા ભટીયાણીના રૂપ ગુણની લાવણ્યતામાં ઘણા રાજપુત્રો નામ સાંભળી તેને પરણવા આતુર થઇ રહ્યા હતા. અને તેને માટે પોતાનો રાજ્ય વૈભવ અને પોતાની ઉદારતા વિષેનાં ભાટ ચારણો પાસે કવિતા રૂપમાં વર્ણન કરાવી, ઘણા રાજપુત્રો ભ-ટીયાણી સાથે પોતાનાં લગ્ન કરવા આતુર થઇ રહ્યા હતા પરંતુ નવરોજાની પ્રતિજ્ઞા સાંભળી તેઓ નિરાશ થઇ જતા હતા અને સગપણનાં માગાં મોકલવાં બંધ કરી બેઠા હતા શાથી કે મૃગા ક્ષી ભટીયાણીને પ્રાપ્ત કરવા સારૂ બાદશાહ ઔરંગઝેબ સામે લડાઇ કરવી. યુદ્ધમાં ઉતરવું છેવટે હારી પોતાનું રાજ્ય ગુમાવવું અને પોતાનો દુધ ચોખા અને સાકરનો ખોરાક ખોઇ બેસવો. એ કરતાં નવરોજામાં જનારી બીજી રાજબાળાઓ શું ખોટી

હાલમાં તમામ રાજ રાણીઓ નવરોજામાં પસાર થઇનેજ આ-વેલીઓ છે માટે આપણી રાણી પણ તે હુકમને આધીન થાય, તેમાં નાલાશી શેની છે. ભટીયાણી મુર્ખ છે કે આવી પ્રતિજ્ઞા લઈ બેઠી છે એથી એને કોણ રાજપુત્ર મળવાનો છે એની ન-જરે અનેક રાજબાળાઓ નવરોજામાં જઇ આવી છે, અને પછી પોતાના પતીના રાજ્યમાં દાખલ થઇ રાજ્ય સુખ ભોગવે છે. તો પછી ભટીયાણીની આ કેવી મુરખાઇ કહેવાય ? અરે ! એની મુરખાઇયે તો એના બાપને કેટલું સોસાવ્યું છે. અને આ-ખરે રાજ પણ ગુમાવશે, અને ભટીયાણીને સપડાવું પડશે. પણ એ ભટીયાણી. ભટીયાણી નહી પણ આ કળજુગની બીજી સં-યોગતાજ જાગી છે નહીં તો મારા જેવો રૂપ અને રાજ્યમાં બીજો કયો રાજપુત્ર રાજા મળનાર છે હું તો કહીશજ કે ભટી યાણીયે હવે આ વિચાર માંડી વાળવોજ જોઇએ.

કેટલાક નાંના, નાંના, સ્ટેટના રાજા અને રાજ પુત્રો ભટી-યાણીનું પાણી ગ્રહણ કરવા સારૂ પોતાના પ્રાણો આપવા તૈયાર થયા પણ તેથી મહાન મોગલ બાદશાહી તુટે તેમ નથી એમ માની પોતાનું સુરાતન જણાવવું એ પથ્થર તળે ચગદાયા જેવું ગણાય માટે ભટીયાણી સબધી જાગ્રત થતી હૃદયની ઉર્મી દાબી દેતા હતા.

આવી રીતે ભટીયાણીની ચર્ચા તમામ નાનાં મોટા રાજ્યોમાં ચર્ચાઇ રહી હતી ઘણા શુરવીરોને તો ભટીયાણીના લગ્નનાં સ્વપ્નાં પણ આવતાં હતાં. પણ સર્વ કોઈ ઔરંગજેબના અમલ આ-ગળ લાચાર હતા.

આવી રીતે વાત વાતમાં પાંચ વરસ વીતી ગયાં અને ભટીયાણી વીશ વરસની ભર યુવાવસ્થામાં આવી પહોંચી એક બાજુ ઔરંગજેબ બાદશાહની પણ ભટીયાણીને જલદી પરણાવવાની ભટી રાજાપર તાકીદ થવા લાગી મોસલપર મોસલે વધવા લાગ્યા પરંતુ ટેકી ભટી રાજા રાજ્યને ખરચના બોજામાં વધારે ઉતરતું જોઈ ડગ્યોજ નહીં બલકે પોતાની લાડવાઇ અને સતીત્વરહષ્યને જાણનારી સુપુત્રી ભટીયાણીની પ્રતિજ્ઞા પળાવામાં ઉત્સાહીજ રહ્યો ધન્ય છે એવા ક્ષત્રી પીતાને કે પુત્રીની ટેક પાળવા અરથે રાજ્ય લક્ષ્મીની પરવા રાખી નહીં આજે તો તરકાણે દીકરી દઇ રાજ બચાવવા એકાદ બે ગામડીના રજપુત રાજાઓ પોતાની કીર્તી માનવા લાગ્યા છે. ઘણાઓ કન્યાવીક્રય કરી કોળી ઠાકોરમાં દીકરીઓ દેવા લાગ્યા છે. એ કેટલું બધું રજપુત ધર્મમાં સોચનીય અને અઘટીત ગણાય.

---

## પ્રકરણ ૫ મું.

### જોધપુર મહારાજાના સબંધ માટે કલાજીનું નીકળવું.

ઉપર કહ્યા મુજબ ઔરંગજેબ બાદશાહનો અંધાધુધીનો રજપુતો ઉપર અમલ બજતો હતો એવા સમયમાં જોધપુરના મહારાજાની રાણી ગુજરી જવાથી ગાદી અર્ધાંગના વિન્યા સુની રહેલી માટે જોધપુર માહારાજા પોતાના પટાવતોની સભા ભરી બેઠા જેમાં અનેક રજપુત પટાવતોયે આવી હાજરી આપી સર્વે પોત પોતાને ઠેકાણે બેઠા આ સભામાં સમીયાણાનો બાર ગામડીનો માલેક ઠાકોર કલોજી જે જોધપુર મહારાજનો પટાવત થાય તે

પણ આવી હાજર થયો આ કલાજી ઉપર જોધપુર મહારાજાની સપુર્ણ પ્રીતી હતી. તેમજ ઘણા પટાવત કલાજીની બહાદુરી અને લાયકાતનાં વખતો વખત વખાણો કરતા હતા સુરવીર કલાજીનું પ્રતીદીન વધતું જતું માન જોઇ ઘણાઓ તેનાપર નારાજ પણ થતા હતા પણ તે તેમની ઇર્ષા હૃદયમાંજ રહેતી હતી. અને કલાજીને માનભંગ કરવા તથા હલકો પાડવા સારૂં તેવાઓ તેવો સમય શોધી રહ્યા હતા પણ કલાજી આગળ તેમનું કાંઈ પણ બળજોર ચાલતું નહોતું જેથી શાન્ત થઈ બેશી રહેતા હતા.

ભરાયેલા દરબારમાં તમામ પટાવતો હાજર થયા અને કસુંબા પાણી નીકળવા લાગ્યાં દરેક રજપુતે અફીણ પીધું અને ઉપર કાવા પીધા નાસ્તા કર્યા અને અફીણ ઉગવા માંડ્યું એટલે પછી હાબાના ડાયરામાં અનેક તરેહના ગપાટા સપાટા ઉડવા મંડયા આવી રીતની ભરકચેરી ભરાયલી જોઇ મહારાજા બોલ્યા મારા શાણા અને શુરવીર પટાવતો! આજે તમારા જોધાણનાથ [ જોધપુર મહારાજ ] ની ગાદી અર્ધાંગના રહીત કેટલાક વખતથી ખાલી દેખાય છે. છતાં તમો હજી કાંઈ વિચાર કરતા નથી માટે આજે હું આજ્ઞા આપું છું કે. રજપુતાણામાં ફરી સર્વ ગુણ સંપન્ન રંગરૂપમાં ભરપુર અને કીશોર વયની રાજ બાળા કે જે. જોધપુરની ગાદી દીપાવે તેવી કન્યા તમો શોધી મારૂં તેની સાથે પાણી ગ્રહણ કરાવો, એવી હું આજ્ઞા કરૂં છું. માટે રાજને શોભતી કન્યા તાત્કાળીક શોધીકાઢો ઢીલ કરવી નહી, આવી રીતે બોલી ચારે તરફ બેઠેલા પટાવતોપર પોતાની નજર ફેરવી છેવટે સમીયાણાનો કલોજી કે જેના ઉપર પોતાનો સંપુર્ણ ભરોંસો હતો તે કલાજીના સામું જોઈ તેને આજ્ઞા આપી

મારા વિશ્વવાસુ કલાજી!! તમો જોઇયે તેટલી લક્ષ્મી અને બીજું જોઇયે તેટલું સાહીત્ય સાથે લઇ મારા સગપણને માટે અત્યારેજ રજપુતાણામાં જાઓ ખરચથી બીશોમાં પરંતુ જોધપુરની ગાદી દીપાવે તેવી સર્વ ગુણાલંકૃત કન્યા શોધી મારો સબંધ કરવા હું તમને કુલ મુખત્યારી આપું છું મારી પુછયાવાટ જોવી નહી. તમો સબંધ કરતાં જેજે કરારો કરો તે મારે કબુલ છે. પણ જોધપુરની કીરતી વધે તેવી કન્યા શોધજો.

કલાજીને હુકમ મળતાં ઉભો થઇ સલામ ભરી અને બહુ સારૂં મહારાજા! આપની આજ્ઞા માથે ચડાવું છું. પરંતુ મારા કરેલા સગપણને તથા જો કાંઇ કરાર કરવા પડે તો તે કરારને પણ આપે કબુલ કરવા પડશે જોકે હું કલંકીત કરતા સગપણ કદી કરવાનો નથી પણ જોધપુરની ગાદીની કીરતી વધે તેવુંજ સગપણ શોધી તે રાજબાળાનેજ આપ મહારાજાની અરધાંગના બનાવીશ માટે હવે આપની પુછયાવાટ નહીં જોવું વળી આપના તરફથી સંપુર્ણ પાવર પણ મને મળી ચુકયો છે.

અરે!! કલાજી!! આપને મારા ખાસ વિશ્વાસુ ગણીનેજ હું મોકલું છું માટે જો તમને યોગ્ય લાગે તો તે સ્થળે મારૂં સગપણ કરી ચુંદડી પણ ઓઢાડતાજ આવજો જાઓ? આ મારૂં વચન છે. એમ કહી જમણા હાથથી કલાજીના હાથપર વચન આપે છે.

---

# પ્રકરણ ૬ ઠું.

## કલાજીનું રજપુતાણામાં ફરી જેસલમીર આવવું અને ભટીઆણી સાથે સબંધ કરવો.

મહારાજાનું વચન મળતાં કલોજી પોતાને ઉતારે આવ્યો. અને પોતાની સાથે કેટલોક પૈસો તથા સીગરામ ઘોડાં ઉંટ વગેરે સ્ટેટમાંથી લઇ પોતાના જોધાણનાથનું સગપણ કરવા રજપુતાણામાં ફરવા નીકળ્યો નાનાં મોટાં તમામ રજવાડા જોવા લાગ્યો કોઈ સ્થળમાં બે દીવસ તો કોઈ સ્થળમાં પાંચ દીવસ રોકાઇ કસુંબા પાણી કાઢી પોતાની અને જોધપુરની ઇજત વધારવા લાગ્યો એમ ફરતાં ફરતાં ત્રણ માસ કાઢી નાંખ્યા જેપુર, બીકાનેર ઉદેપુર વાંસવાડા ડુંગરપુર. પ્રતાપગઢ બુંદી; કોટા, રતલામ આદી ઘણાં રાજ્યો ફર્યો, પણ કોઇ સ્થળમાં સર્વ ગુણાલંકૃત મહારાજા જોધાણનાથની મહેલાત દીપાવે એવી કન્યા નજરમાં આવી નહી. કોઈ શરીરની ઉંચાઇમાં તો કોઇ ઠીંગણી કોઈ સ્વરૂપવાન પણ આંખ નાકે નમણી નહી. સર્વાંગે.

### કવિત.

અમૃત નિવાસ મુખ, લોચન બિશાલ જાનો,<br>
કુંજરી સુગંધ, અંગમનો લાજ ધામહેં<br>
ચાલત મરાલ ચાલ, ભાવત બસન શ્વેત,<br>
ગાત સુકુમાર દેવ પુજન સો કામહેં;<br>
કંચન બરનતનું કોમલસુ હાસ્ય જાકે;

રતીમેં પ્રવીન બાની પીક અભીરામહેં,
કહે કવિ ચાતુર અહાર લઘુ કરે પુની
એસે ચીન હોઇ તાકો પદ્મની સોનામહેં.

આવા સર્વ સંપુર્ણ ચીન્હવાળી પદ્મણી રાજબાળા કલોજી કોઇ રાજ્યમાં જોઇ શકયો નહી, તેથી વિચારમાં પડયો અરે! હું મારા મહારાજાનો વિશ્વાસુ કલોજી ! લાકડે માંકડું વળગાડી જોધાણનાથની આખી વહેવારીક જીંદગી બગાડી નાંખું એ મારૂં કર્તવ્ય નથી જો કયાંય મારા મન પસંદ રાજબાળા નજરમાં ન આવે તો સગપણ કર્યા શીવાય પાછું જવું તે સારૂં પરંતુ હંસની કોટે કાગડી વળગાડયા જેવું હું કલોજી કદી કરવાનો નથી. એક પાઇની ચીજ ખરીદનાર પણ પાંચ પચીશ દુકાને ફરે છે અને પછી ખરીદ કરે છે તો પછી આખી જીંદગી વહેવાર સુખ આપનારી વસ્તુ વગર તપાસે ખરીદવી એ મારૂં કર્તવ્ય નથી.

અરે! મારા મહારાજાને લાયક પરમાત્માએ કોઇ રાજબાળા રજપુતાણામાં ઉત્પન્ન નહીંજ કરી હોય ? કેમ સગપણ મળતું નથી. મારૂં ચીત કોઇ રાજબાળાપર કેમ ચોટતું નહી હોય ? મહારાજા તો આશા રાખીને બેઠાજ હશે કે કલોજી સગપણ કરીને થોડા દીવસમાં આવશે તે આશા શું ? મારા હાથથી નીરાશાના રૂપમાં નીવડશે હર ? હર ? દૈવ ? હું કલોજી, મહારાજાનો કુલ પાવર હુકમ લઇ જોધપુરથી નીકળ્યોછું તે શું ? સગપણ કર્યા વગર જોધપુર જઇ ખાલી મુખ બતાવીશ ! નાના તેમતો કદી થાયજ નહી ? હું સગપણ કરીનેજ જવાનો. એક સગપણ જેવું કામ ન

કરી શકું તો પછી મહારાજાનાં મહાન કામ શી રીતે કરી શકીશ? અને શી રીતે હું એમનો ભરોંસા પાત્ર રહી શકીશ. હવે ફકત જેસલમીર તપાસવું બાકી રહ્યું છે. જેસલમીરની રાજબાળા ભટીયાણી સર્વ ગુણ સપન્ન સાંભળું છું અને તે હજી કુંવારી છે. માટે હવે જેસલમીરજ જવું. અને ત્યાં જઇ ભટીમહારાજાને મળવું અને જોધપુર મહારાજાને વેરે ભટીયાણીનો સબંધ કરવાનું માગું કરવું જોકે મારા સાંભળવા મુજબ ભટીયાણી દુર્ધટ પ્રતીજ્ઞા લઇ બેઠી છે. તેમ મારો પણ, સગપણ કરીનેજ જવાનો દ્રઢ નીશ્ચય છે કે જોધપુર મહારાજાનું સગપણ કર્યા શાવાય જોધપુરમાં પગ મુકવો નહી. તેમ મહારાજાને મોઢું પણ બતાવવું નહી. બીજે લાયક ગુણવાળી કન્યા મળતી નથી માટે જેસલમીર ગયા વિન્યા છુટકો નથી પછી ભાવી હોય તેમ બને હું જેજે કરાર કરીશ તેતે તમામ જોધપુર મહારાજ પાળશેજ. આવો વિચાર કરી જેસલમીર આવ્યો. અને ભટી મહારાજાને મળી અને જોધપુર મહારાજને માટે ભટીયાણીનું માગું કર્યું. ભટીરાજાયે કલાજીનો સારો સત્કાર કર્યો અને કહ્યું કે. જોધપુર માહારાજા સાથે મારી દીકરીનું સગપણ કરવા હું તો ઘણોજ ખુશી છું તેમાં પણ તમો કલોજી આવ્યા જેથી "દુધમાં સાકર ભળ્યા જેવું હું માનું છું પણ કલાજી? હું લાચાર છું કે સબંધનું વચન મારાથી આપી શકાશે નહી. કારણ સગપણ કરવુ. તે મારી દીકરીની મુનસફી ઉપર રહ્યું છે. માટે તમો મારી દીકરી પાસે જાઓ અને તેને સમજાવી હા પડાવો જો તે હા પાડે તો હું લગ્ન કરવા તૈયાર છું.

આ વાકય સાંભળી કલોજી બોલ્યો મહારાજા જો આપની

સગપણ કરવાની ઇચ્છા હશે તો હું ભટીયાણી પાસે જઈશ અને તેમને સમજાવી સગપણ કરવાની હા પડાવીશ.

કલાજી ! હું તો ખુશીજ છું કારણ કે જોધપુર મહારાજા મારો જમાઇ થાય એથી બીજું મહત ભાગ્ય કયું ? જાઓ ? તમે જલદી જનાનામાં જાઓ ? હું ભટીયાણીને કહેણ મોકલાવું છું એમ કહી ભટીયાણીને કલાજીના સબંધની હકીકત નીવેદન કરાવી કે તમારા સગપણ માટે વાતચીત કરવા જોધપુર મહારાજની વતી કલોજી આવ્યા છે તે તમારી પાસે આવે છે.

મહારાજાનું કહેણ સાંભળી ભટીયાણી વસ્ત્રાભુષણ સજી કલાજીની રાહ જોઇ સજ થઇને બેઠી કલાજીની મરજાદને માટે બારણામાં આડો ચક નંખાવ્યો એટલે કલોજી પણ ભટીયાણી પાસે આવ્યો ભટીયાણીએ પડદામાં રહી સત્કાર કર્યો. દાશીયે ચાકળો બેસવા આપ્યો કલોજી સવીનય ચાકળાપર બેઠો એટલે ભટીયાણી બોલી .

આપ કોણછો ? અને શા માટે મારી પાસે આવ્યા છો ? કલાજીયે ધીમે અવાજે મર્યાદશીળ જવાબ આપ્યો કે રાજબાળા! હું જોધપુરથી આવ્યોછું. અને જાતે રજપુત છું વળી જોધપુર માહારાજાનો હું એક માનીતો પટાવતછું. અને સમીયાણાનો ઠાકોરછું મારૂં નામ કલોજી છે, હું મારા માહારાજા જોધપુર માહારાજનું તમારે વેરે સગપણ કરવા આવ્યોછું. વારૂ ! આપ પ્રથમજ અહીં આવ્યા છોકે બીજાં રાજ્યો ફરીને આવ્યા છો. જો ફરી આવ્યા હોતો કયાં કયાં રાજ્યો આપે તપાસ્યાં બાઈ! હું બિકાનેર, ઉદેપુર, વાંસવાડા, બુંદી, રતલામ, આદી ઘણા રાજ્યો ફરી

આવ્યો છું. ઠીક! ત્યારે તે રાજ્યમાં રાજબાળાઓ નહોતી? કે આપને આ જેસલમીરમાં, આવવું પડયું. ભટીયાણી ! રાજબાળાઓ તો ઘણી છે. પરંતુ અમારી જોધપુરની રાજ્ય ગાદી દીપાવે અને અમારા જોધાણનાથનું મનરંજન કરે તેવી રાજબાળા મને પસંદ ન પડવાથી મેં કોઇ સ્થળે સગપણ કર્યું નથી હવે આપને સર્વ ગુણ સંપન્ન સાંભળી આપના પીતા પાસે આવ્યોછું. આપનારૂપ ગુણની પ્રસંસા રજપુતાણામાં જબરી ફેલાઇ છે. માટે સુદ્ધ રજપુતાણી (રાજબાળા) આપને જાણી આપનું સગપણ કરવા હું આવ્યો છું. આપની સમંતી હોય તો કહોતેમ કરવા તૈયારછું કલાજી ! હું આપને શું ઇચ્છા જણાવું મારે લાયક તારા જોધપુર મહારાજા છે? હા બાઇ જોધાણનાથ આપને લાયકજ છે. તેઓ એક મહાન રાજ્યના માલેક છે. આવા પવીત્ર રજપુત મહારાજા આપનેજ લાયક છે. હેં? હેં? હેં? કલાજી! તારા જોધપુર માહારાજા રજપુત છે? હાલમાં રજપુતો કયાં છે? "રજ ગઈ પુતી રહી ગયું વાગતે ઢોલે" હું તો જાણું છું કે હાલમાં કોઇ રજપુત છેજ નહીં. અરે! બાઇ તમે ભુલો છો. એમ તે હોય? રજપુતો ઘણા છે. આપ આવું બોલો છો. એ આપની ભુલ છે જોધપુર માહારાજા રજપુતજ છે.

નહીં? નહીં? કલાજી! હું તો ખરૂં કહુંછું. અત્યાર સુધીમાં કોઇ રજપુત હું તો જોઇ શકી નથી. જો રજપુત હોય તો ઔરંગજેબ બાદશાહ નવ રોજાનો ઓર્ડર કદી કરી શકેજ નહીં. અને રજપુતો તે ઓર્ડર અમલમાં આવવા દેજ નહી. માટે રજપુતો કયાં છે. માટે કલાજી! શું તમારા જોધપુરં માહારાજ રજપુત છે? કલાજી! રજપુતનું નામ છોડી દો? રજપુતનો ખોટો ગર્વ

હવે હૃદયમાં નજ રાખવો. કલાજી ! રજપુતનું રજપુતાણું ક્યાં જ-ણાય! તેની શમશેરે તેઓ ગૌબ્રાહ્મણ,બાળક અને સ્રીને પાળવા કયાં અવતર્યાછે.રાજ્યની હદ વધારવામાંજ ફકત રજપુતાણું ગણાતું નથી.

હું તો તમારા જોધપુર માહારાજાને "ભીરૂ" ગણુંછું. માટે જે મહારાજા ભીરૂ તેના પટાવતો પણ ભીરૂજ હોય એમાં નવાઇ નહીં. તમો ખોટા રજપુતનો ડોળ ઘાલી અત્રે આવ્યા છો તો ભલે, પણ આવ્યા તેવાજ ચાલ્યા જાઓ. હું ભટીયાણી! ખરા રજપુત શીવાય અન્યની સાથે પાણી ગ્રહણ કદી કરવાની નથી. તમોએ મારી પ્રતિજ્ઞા ન સાંભળી હોય તો હું પોતેજ અત્યારે મારા મુખથી સંભળાવુંછું પરણ્યા બાદ મને નવરોજામાં ન મોકલવા કબુલ કરે તેની સાથેજ હું પરણવાની છું બાકી વીશાળ રાજ્ય ઉપર મોહીત થવાની નથી. મારી પ્રતીજ્ઞા પાળનારજ રાજપુત્ર મારો પતી થશે. જ્યાં સુધી તેવો ધીરવીર નહીં મળે ત્યાં સુધી કુંવારી રહીશ, તમારા મહારાજામાં મારી પ્રતીજ્ઞા પાળવાની શકિત છે? જો હોય તો ઘણી ખુશીથી હું પરણવા તૈયારછું. જો ન હોય તો કલાજી! તે લાલચ છોડી દો. "સીંહના કા-ળજાની સાધર" નજ ,કરવી. રાજબાળાની પ્રતીજ્ઞા પાળનાર કોઇ વીરલાજ રાણી જાય જન્મ ધરે છે.

ભટીયાણીનાં કટાક્ષ અને શુરવીરતાનાં હૃદય ભેદક વાક્ય સાંભળી કલોજી જુસ્સામાં આવી ગયો. અને બોલ્યો. ભટીયાણી! તમારી પ્રતિજ્ઞા નવરોજામાં ન જવાની હોય તો તે પ્રતિજ્ઞા હું અને મારો જોધાણનાથ ખુશીથી પાળવા તૈયાર છીયે. આ સ-મશેર ક્ષત્રી પુત્રોની છે. અને તે તમારી પ્રતિજ્ઞા પાળવા માટેજ મેં ધારણ કરી રાખેલી છે. હું સમીયાણાનો ઠાકોર કલોજી મરતાં

સુધી આ શમશેરવડે તમારૂં રક્ષણ કરીશ અને તમને નવરો-જામાં જતાં અટકાવીશ તે ખાતે નચીંત રહેજો. ઔરંગજેબ જેવા એક નહીં પણ અનેક બાદશાહોને આ મારી એક સમશેર શીક્ષા કરવા શક્તિમાન છે માટે તમો ખુશીથી જોધાણનાથ વેરે પરણુવાની હા પ ડો.

કલાજી ! ! આપ શું ? બ્યાજબી બોલો છો. ગમ્જ પુતતો નથી કે ? સત્યવચન કહો છો ? કે મને છેતરો છો? ઠગાઇ તો તમારી નથી કે ? તમારૂં પરાક્રમ આરંભ સુરૂતો નથી ને ? **મોઢું સાવજનું અને બરડો ગધેડાનો તો નથી કે?** આ તમારા વચનની મને શું ખાતરી કદી હું પરણવા હા પાડું અને તમો સગપણ કરી જોધપુર જાઓ. પછી વચન ભ્રષ્ટ થાઓ તો પછી મારી શી ગતી થાય. હાલના રજપુત એશઆરામી દગલબાજ અને સ્વાર્થે અંધા થઇ વચન ભ્રષ્ટ કરનારા છે. તેવો તો તું નથી. એની મને ખાતરી શું? માટે મારાં લગ્ન થયા પછી મને નવરોજે નહીં, જવા દે એવી મારી ખાતરી કરી આપ એટલે હું તારા જોધાણનાથ સાથે પરણુવાની હા પાડું બાઇ ! રજપુતની ખાતરી બીજી શું ? આ સમશેર એજ ખાતરી ધારો કે હું જામીનગીરી આપુ પછી ન પાળું તો તમો શું કરો ? માટેજ આ મારા વચન ઉપરજ ભરોંસો રાખી હા પાડો પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગે તો પણ કલોજી કદી આપેલું વચન ફેરવવાનો નથી એ ખાતરીથી જાણજો બાઇ આજથી તમો મારી બહેન છો બહેનને ફસાવવી એ કલાજીનું કામ નથી. છેવટ એ પણ કહું છું કે મારો જોધાણનાથ કદી ફરશે. તોપણ કલોજી તો તમારે માટે આ પ્રાણ અર્પણ કરવાનોજ

**"મુવા પછી માલ મરગોલણ ગાડાં ભરે"** હું મર્યા પછી તમારી ઇચ્છા હોય તેમ કરજો.

કલાજીનાં છેવટનાં આવાં આત્મીક જીગરના પ્રેમ ભર્યાં વાકયો સાંભળતાં ભટીયાણીની કલાજી ઉપર કુદરતી ભ્રાતૃ ભાવની લાગણી ઉત્પન્ન થઈ. સગાભાઇથી વિશેષ કલાજીને માન્યો અને જીભથી માનેલ ભાઇ ગણી તેની ઓઝલ મરજાદ તજી દીધી આડી નાંખેલી ચટ દુર કરી દીધી. મલાજો છોડી દીધો અને ખુલ્લા મુખથી મેઘાડંબર વાદળામાથી જેમ અચાનક વીજળી ચમકાર મારી અંધારી રાત્રીમાં ભટકાતા મુસાફરને રસ્તો બતાવવા વીજળી પ્રકાશ આપે છે તેમ ભટીયાણી ખુલા મુખથી કલાજી સામે આવીને બેઠી ભટીયાણીનું સ્વરૂપ અને તેની મમહર મુખાકૃતી જોતાં કલોજી બહેનને નીરખી આનંદ પામ્યો. આહા ! શું ભટીયાણી આવી પદમણી બાળાના સતીત્વનોં ભંગ શું? મલેછ ઔરંગજેબ કરવા શક્તી ધરાવે છે? ધન્ય છે બહેન! ભટીયાણી ! તું ખરેખર કળયુગની બીજી સીતા છું. તારી પ્રતીજ્ઞા કાયમ રાખવા અને કલાજીને તારા રક્ષણ માટે સુજશ પ્રાપ્ત કરાવા ફક્ત એક પરમાત્માજ શક્તિમાન છે.

ભટાયાણી બોલી? કલાજી! તું આજથી મારો જીભાનનો માનેલો ભાઈ થયો છું. હું તારી ધર્મશાસ્ત્ર રીતીથી બહેન થઇ છું હવે ભાઈ બહેનનો સબંધ કાયમ રાખજે ભાઇ ! તારી ઇચ્છા તારા મહારાજા સાથે પરણાવાની છે. તો હુ તે તારી ઇચ્છાને આધીન થઇ પરણુવા હા પાડું છું. ભાઇ! મારા પીતાશ્રીને સગપણ કરવા સલાહ આપું છું. જા? સાકર વહેંચાવ? તારા માહારાજા તરફથી લાવેલ ચુંદડી પીતાશ્રી રૂબરૂ જઈ તેમની આજ્ઞા

મેળવી આ શરીર ઉપર ઓઢાડ પણ જો જો ઠગારો ધુતારો થતો નહીં ! શાથી કે હાલના રજપુતો દગાખોર છે તેવો તું થઇશ તો મારે આપઘાત કરવો પડશે અને તે આત્મહત્યાનું તથા સ્ત્રી હત્યાનું પાપ તારે શીર ચોંટશે ? વળી જગતનીયંતા પાસે તે જવાબ તારી પાસેથી હું લઇશ.

બહેન ! ભટીયાણી શા માટે ગભરાય છે ? જેવી તું એક વચની ભટીયાણી છું ? તેવોજ હું એક વચની સુરવીર કલોજીનું આ મારો કોલ કુતરાના કુરકુરીયાં જેવો ગણીશમાં આતો સીંહનો કોલ સમજ જે. બહેન .આનંદ કર. ખુશીથી પરણ પરમાત્મા મારી તારી બનેની લાજ રાખશે.

ઠીક તારે ઓઢાડ ચુંદડી પીતાની રજા લેવા જરૂર નથી કેમકે તેઓએ તો પ્રથમથીજ સમત્તી આપી છે હર્ષાનંદમાં આવેલા કલાજીયે ભટીયાણીની આજ્ઞા મળતાંજ લાવેલ કાચા રંગની કસુંબી ચુંદડી ઓઢાડી દીધી. ભાઈ! હવે ખુશીથી તારી ઇચ્છા પુર્ણ થઇ પીતા પાસે જા ? અને વધાઇ ખા. છેવટ કહું છું કે ભાઇ ! તારા જોધાણનાથની ગાદીની લાજ રાખજે. એક વચને બળીરાજા પાતાળમાં ચંપાયો. વચન માટે હરીશ્ચંદ્રે તારામતી અને પુત્ર રોઇદાસ વેચ્યો. આખર પોતે પણ વેચાયો. વચન પાળવા દશરથે પ્રાણ તજ્યો ક્ષત્રીઓનો તેજ ધર્મ છે માટે તું પણ તે ધર્મ તરફ નજર રાખજે. બહેન ! ફીકર નહીં ! બે ફીકર રહેજે. એમ કહી ખુશી થતો થતો કલોજી ચુંદડી ઓઢાડી બહાર આવ્યો અને જેસલમીર માહારાજા પાસે આવી સરવ હકીકત નીવેદન કરી માહારાજાએ સાકરો વહેંચી મહારાજા ખુશી થયા. આખુ રાજય કુટુંબ અને વસ્તી પણ ખુશાલીમાં આવી ગઇ.

ભટીયાણીનો સબંધ થયાની વાત પવન વેગે તારની માફક જોત જોતામાં આખા હીંદમાં ફેલાઈ ગઇ કે? ભટીયાણીનું સગપણ જોધપુર માહારાજા વેરે કલાજી હથુ થયું.

આ બાજુ બે ત્રણ દીવસ જેસલમીરમાં રોકાઇ કલાજીયે. માહારાજા પાસેથી વીદાયગીરી માગી જેસલમીર મહારાજાયે કીમતી પોશાક કલાજીને આપ્યો તે લઇ કલોજી થોડા દીવસમાં જોધપુર આવ્યો.

જેવો કલોજી જોધપુરમાં દાખલ થયો કે તુરત દરબાર કચેરીનો ટાઇમ હોવાથી સીદ્ધો જોધપુર માહારાજાને મળવા સગપણની વધાઇ ખાવા ભરાયેલી કચેરીમાં આવ્યો. આ વખતે તમામ પટાવતો કચેરીમાં હાજર હતા. કલોજી! હર્ષાનંદ પામ્યો અને ધન્યવાદ મળવાના ઉછરંગમાં મુખ મલકાવતો ભરાયેલી કચારીમાં આવી માહારાજાના ચરણમાં તરવાર નમાવી સામો ઉભો રહ્યો. તમામ કચારીયે (પટાવટોયે) ઉભા થઈ કલાજીને માન આપ્યું. મહારાજા પણ કલાજીને જોઇ ખુશી થયા અને કલાજીને બેઠકની રચનામાં તેમની કલાજીની જે બેઠક દરબાર કચેરીમાં કાયમની હતી. તે પર જઇ બેસવા હુકમ આપ્યો. કલોજી પોતાની બેઠકે જઈ બેઠા એટલે જોધાણનાથ બોલ્યા કેમ? કલાજી! સગપણ કરી આવ્યા? હા? માહારાજા! આપના પુન્ય પ્રતાપે સગપણ થયું? વારૂ! કયા સ્થળમાં સગપણ કર્યું? માહારાજા! આપનું સગપણ જેસલમીરના ભટી મહારાજાની પુત્રી ભટીયાણી વેરે કર્યું અને ચુંદડી પણ ઓઢાડતો આવ્યો છું! શાબાશ! શાબાશ! કલાજી! તમને શાબાશ છે? ભટીયાણીના રૂપ અને ગુણની તારીફી ભાટ ચારણોના મુખથી ઘણી વખત

મેં સાંભળી છે તે પદમણી છે સોનાની પ્રતીમા છે સર્વાંગે કવીયોની કલ્પાયલી પ્રતીમા છે, આવી ભટીયાણી સાથે મારો સબંધ તમે મેળવી આપ્યો. એ તમે ખરેખર નીમક હલાલીનું કામ કર્યું છે. તમારી ચાકરીનો બદલો શીરીતે આપવો એ સબંધી મને કાંઇ રસ્તો સુઝતો નથી હું તારો જબરો ઉપકાર માનું છું. જેથી તમારા બાર ગામના પટામાં બીજાં ચોવીશ ગામ ઉમેરી આજથી તમને છત્રીશ ગામનો પટો કરી આપું છું કેમ ? ખુશી કે ? હા ! મહારાજા આપની કૃપા ! એજ મારે પરમ ખુશાલીછે.

મહારાજાએ હર્ષાનંદમાં આવી કલાજીને ચોવીશ ગામ બક્ષીસ આપ્યાં આ હકીકત સાંભળી બેઠેલા પટાવતો પૈકી ઘણા વીઘ્ન સંતોષીયોનાં મન વળખાંઇ ગયાં શ્યામ વરણનાં મુખારવીંદ થઇ ગયાં હ્રદયમાં પ્રલયકાળની જવાળા પ્રગટ થઇ જેથી એવા કેટલાક વિઘ્ન સંતોષીયોથી ઝાઝી ઘડી ધીરજધારી શકાઇ નહીં જેથી ખેદ પામી બોલ્યા મહારાજા ? આપ કઇ ખુશાલીમાં કલાજીને નવાજો છો ? તે રાજ્યહીતનું શું ? કામ કરી આવ્યા છે. તેતો તપાસો પછી નવાજો ? જેસલમીરની ભટીયાણીને નવરોજામાં ન જવાની પ્રતીજ્ઞા છે. અને તે પ્રતીજ્ઞા માટેજ આજ સુધી તે કુંવારી રહી છે. આ તેની દુર્ઘટ પ્રતીજ્ઞાને લીધેજ તેને પરણવા કોઇ રાજા હામ બીડતો નહોતો શાથી કે એક ભટીયાણીની પ્રતીજ્ઞા પળાવી લાખો રજપુતોને રણમાં રોળાવી ભટીયાણીને પરણવું એ વાત કોઇ રાજાને રૂચી નહીં તેથીજ કોઇ તેનું માગું કરતા નહોતા એવી ભટીયાણીનુ સગપણ કલાજીયે તમારે વેરે કર્યું. તેમાં તેણે શું ? જબરી બહાદુરી કરી છે ? કે તમો તેને નવાજો છો ? કળાજીએ નવરોજામાં ન જવા માટે

ભટીયાણીને જો કબુલત આપી હોય તો પછી તમારે તેવી ભટી યાણીને પરણવા શી જરૂર છે. જોધપુરનુ રાજ્ય ગુમાવી ભટી- યાણી પરણુવી તે કરતાં બીજી રાજબાળાઓનો કયાં? હીંદમાં તુટો પડયો છે? કલાજી એ શું તમારૂં હીત કર્યું છે તે તો તપાસો? ઔરંગજેબ સાથે વૈર ઉત્પન્ન કર્યું તમને રાજ્ય સુખ અને રાજ્ય વૈભવ ભોગવતા જોઇ તેની આંખમાં અમી ઠરી નહીં જેથી આ વૈર ઉત્પન્ન કરવા ભટીયાણી સાથે સગપણુજાણી બુજી કરી લાવ્યો છે આ તે તમારો હીતસ્વી કે તમારો શત્રુ સમજવો?

મીયાંની ચાંદે ચાંદ. એમ કલાજી તરફ દુષ્ટ ભાવથી વર્ત્ત- નારા કેટલાક અદેખા પટાવતોએ લોલમાં લોલ કર્યું. ખરી વાત છે. મહારાજા. કલાજીયે આ સારૂં કામ કર્યું નથી. આ સગ- પણથી બાદશાહ સાથે. શાન્તા તુટશે. અને વીગ્રહ ઉત્પન્ન થશે લાખો રજપુતો મરાશે, તે તો જુદું.

આવાં વાકયો કેટલાક પટાવતોનાં સાંભળતાં. મહારાજાની મુખાકતીપર જે ખુશાલી છવાઇ રહી હતી તે ખુશાલી મુખ ઉપરથી અચાનક ખશી ગઇ અને તે ઠેકાણે જુદાજ રૂપનો ચહેરો થઈ ગયો. કલાજી તરફ અચાનક વૈર્ભાવ ઉત્પન્ન થયો. અને નીવ્રા પણ વૈરભાવની થઇ ગઈ. અને માહારાજા એકીદમ ગુસ્સા યુકત થઇ કલાજી પ્રત્યે બોલ્યા,

અરે! કલાજી! ભટીયાણી સાથે સગપણ કર્યું. તે તો ઠીક! પરંતુ શું શું? કરારો કરી લાવ્યાછો. તે તો કહો?

મહારાજા કરારની બાબતમાં શું પુછવું છે. જેસલમીર મહારાજા પોતાની ગાદીને તથા પોતાની શકતી અને કીર્તિને યોગ્ય લાગશે તે પ્રમાણે કરીયાવર કરશે. કલાજી! કરીયાવરની

મારે કાંઇ પણ સ્પૃહા નથી. જો કોઈ જુદી તરેહના બીજા કરાર કરી આવ્યો હોય તો તે બોલ. માહારાજા. કરારમાં કરાર બીજા કાંઇ નહીં. ફકત એકજ કરાર કર્યો છે અને તે એ છે કે ભ- ટીયાણીને આપણે નવરોજામાં ન જવા દેવી ઔરંગજેબ બાદશાહ નવરોજાનું ફરમાન કરે તો આપણે તે ફરમાન સામે થવું. અને ભટીયાણીને નવરોજાથી મુકત કરવી.

ગુસ્સામાં જોધાણનાથ બોલ્યો ? શું ત્યારે નવરોજા માટે મારે બાદશાહ સામી લડાઇ કરવી શું ? જોધપુરનું રાજ્ય ગુમા- વવું શું દુધ ચોખા સાકર તજવા હું નીરાંતે રાજસુખ ભોગવુંછું તે તારાથી સહન ન થયું માટે જ તું વેર જગાડી આવ્યો. મારૂં સત્યાનાસ કાઢવા જાણી બુજી આ મારૂં સગપણનું ભટી- યાણી વેરે કરી આવ્યો છું. તારા જેવો નીમકહરામી કોણ ? મેં તને પ્રથમથી આવો કપટી પાપી હૃદયવાળો ધાર્યો નહોતો નહીં તો બીજા પટાવતો કયાં નહોતા કે તને સગપણ કરવા મોકલું મેં તારા ઉપર વિશ્વાસ રાખ્યો તેનો તેં અવળો જ ઉપયોગ કર્યો છે તેં મારૂં રાજ્ય પાયમાલ કરવા જ ધાર્યું છે તેં મારી કુશળતા જરા પણ ચાહી નહીં. હે નીચ ! આવું કૃત્ય કરતાં તને જરાપણ શરમ આવી નહીં રાજબાળાઓનો કયાં ટોટો હતો કે જાણી જોઇ સરપના દરમાં હાથ ઘલાવ્યો. બાદશાહ સાથે વૈર કરી ભટીયાણીને પરણવી તે વાત કદી હું કબુલ રાખતો નથી લાડીલા પટાવતોને રણસંગ્રામમાં રોળાવવા એ મને ઉચીત લાગતું નથી એમ હું કંઇ કરવાનો નથી અને હું તારૂં આપેલું વચન પાળવાનો પણ નથી આજે કયાં રજપુતોની લાજ રહી છે કે હું મારી લાજ રાખું ખોટી મુર્ખાઇ કરવી

નથી ભટીયાણીને પરણી નવરોજે મોકલીશ જા જા દુષ્ટ ! તેં મારૂં શ્રેય ઇચ્છયું નથી તારા જેવા નીચ બુદ્ધીના રાજદ્રોહીને શમશેરથી ભર કચેરીમાં જ ઠાર કરવો જોઇએ પણ શું કરૂં ? તારી અગાઉની કેટલીક બહાદુરી ઉપર વિચાર કરી તને ગરદન મારતો નથી પણ હુકમ કરૂં છું કે તારે મારી હદમાં મારા રાજ્યમાં આજથી પગ મુકવો નહીં. તારા સમીયાણામાં રહી તારી જીંદગી ગુજારવી જા ? તારૂં રાજ્યદ્રોહી કાળું મોઢું જલદી મારી સામેથી દુર કર ?

આવાં હીચકારાં અને ક્રોધ યુકત. જોધપુર માહારાજાનાં નીકળતા વાકય. સુરવીર કલોજી અત્યાર સુધી શાન્તપણે ઉભો ઉભો સાંભળી રહ્યો છેવટે શાન્તતા ધારણ કરી શકયો નહી. અઘટીત વાકયો સાંભળતાંજ આંખ લાલચોળ થઈ ગઇ અને બેઠો હતો તે ઉભો થઇ માહારાજા સામે બોલ્યો ?

માહારાજા આ સુભકાર્યની આપે પાઘડી બંધાવી. તેથી ઉપકાર માનુછું. જો માથું કાપવા ઇચ્છા હોયતો તે હુકમ પણ કરો સેવક આ તમારી સામે ઉભો છે, હું નીમકહરામી નથી પણ નીમક હલાલી છું ? મેં ભટીયાણી જેવી સર્વ ગુણ સંપન્ન પદમણી સુંદરીનું સગપણ તમારી સાથે કર્યું. તેમાં તમે વૈર ઉત્પન્ન કર્યું માનોછો. શરમ; શરમ; શરમ ! આપ જેવા રાજ્ય કર્ત્તા ગાદીપર બિરાજ્યા. ત્યારેજ મોગલ બાદશાહી રજપુત રાજ્ય ફીટીને સ્થાઈ થઇ. મહારાજા !! આપને આપનો પ્રાણ વહાલો હશે ? કેમ ? ક્ષત્રીવટ વાહાલી નથી. દુધ ચોખાને સાકર જમવા લાડી વાડીને ગાડીની છેલગાહ કરવી. સેલસપાટા મારવા અફીણના ઘાટા કસુંબા કાઢી. તાંહળાંને તાંહળાં ઉથલાવવા હોકાની

ને મોંમાં ઘાલી ડોલાં ઝીકવાં· એમાં રજપુતાણું માની રહ્યાંછો. એજ ક્ષત્રીવટ માનોછો; તમારા વડવા માન મહારાજ જેવાં પરાક્રમ તમો કદી કરવાના નથી. એમ આ આપનાં વચનો સાંભળતાં મારી પક્ષી ખાતરી થાય છે. તમો કીર્તી કરતાં રાજસુખ વ- ધારે ચાહોછો. ભલે તેમાંજ સુખ માની રહેજો મેં તો ભટીયાણીને નવરોજામાં નહીં જવા દેવા વચન આપ્યું છે. તે મારે પાળવુંજ છે. હું આજથી હવે તમારી હદમાં નહીં રહું. જયાં શીયાળ કાગડા રૂપી ગુણવાળા હલકા પેટ અને હલકી બુદ્ધીના પટાવ- તોનું ચલણ થયું. ત્યાં મારા જેવા નેકી ટેકી સુરવીર રજપુતોને રહેવાનો ધર્મ નથી. પણ એટલું તો કહુંછું કે મારૂં કરેલું સગ- પણ આપ તોડશો મા. કલોજી કલાજીનાથી બનતું કરશે. સમયના પ્રભાવે આપની બુદ્ધી ફરીછે હું તો તેથી મારી કીર્તી મેળવી શકીશ માહારાજા આપનો છેવટનો હુકમ હું હવે માથે ચડાવું છું એમ કહી માથું નમાવી બોલ્યા ચાલ્યા વિન્યા રાજ કચેરી છોડી ચડે ઘોડે પોતાના નાના તાલુકા સમીયાણા તરફ રવાંના થયો.

જોધાણનાથની રાજકચેરીમાં કલાજીનું અપમાન અને હદ પારનો હુકમ થતાં પાંચ પચીશ સુરા પટાવતોનાં મન નારાજ થયાં. તેઓ તો વિચાર વમળમાં જ ગુંચાવા લાગ્યા વિઘ્ન સં- તોષીયો રાજી થયા પોતાની મુરાદ બર આવેલી માની બોલ્યા મહારાજાએ બરાબર કર્યું છે. કયાં એકલી જોધપુરની રાણીને નવરોજે જવું છે તમામની રાણીઓ જાયછે. માટે એમાં શાની લાજ જવાની છે. ફકત નવરોજાના નવ દીવસ સારૂ બાદશાહ સામે વૈર કરી ભયંકર લડાઇમાં ઉતરવું અને છેવટે હાર ખાઇ જોધપુર ગુમાવવું એ કરતાં કાયમ સુખને માટે નવ દીવસના

નવરોજે મોકલવી શું ખોટી છે. કલાજીએ ભટીયાણી વેરે આપનું સગપણ કર્યું છે ચુંદડી ઓઢાડી છે સાકરો વહેંચાઇ છે તો પછી આપણી થયેલી કન્યા બીજો કોણ પરણનાર છે જોધ-પુરનું સવેલું કોની તાકાત છે કે બીજો રજપુત લઇ શકે ? માહારાજા ભટીયાણી તમારી થઇ ચુકી છે માટે તેને તો પરણ-વીજ અને એ વખતે નવરોજાનું બાદશાહી ફરમાન થાય તો ખુશીથી નવરોજે મોકલવી એમાં કયાં આપણી લાજ જવાની છે બધાએ ગુમાવી છે તો પછી આપણે એકલાને શું ? ચાલ તો રીવાજ થયો છે માટે તેમા શરમ શું ?

શાબાશ ! ! મારા હીતચીંતક પટાવતો તમને શાબાશછે તમોજ મારા ખરા હીતસ્વી છો ભટીયાણી હવે મારી રાણી થઇ ચુકી છે તો બીજો રજપુત તેને કેમ પરણી શકે ? સીધરાજનું સવેલુ રાખેંગારે લીધું તો તેની કેવી ગતી સીધરાજે કરી તેવી જ રીતે બીજો પરણે તો તેની ગતી કરવા આપણે કયાં શકતી માનનથી જે થયું તે સારાને માટે જ છે માટે આપણે હવે જે સલમીર ખબર આપવી જોઇએ કે લગનની જેમ બને તેમ જલદી ઉતાવળ કરે અને શુભ દીવસ જોઇ ખબર આપે કે તુરત ખાંડુ મોકલીયે સરવાનુ એક મત થતાં કાગળ લખી તે કાગળ લઇ રાજ્યગોરને જેસલમીર મોકલ્યો.

---

# પ્રકરણ ૬ ઠું.

---

## ગોરનું જેસલમીર આવવું.

લગ્ન લઈ નીકળેલો ગોર હર્ષાનંદમાં સારી વધાઇ મળશે એમ વિચાર કરતો મજલપરમજલ ખેડતો પંદર દીવસે જેસલ મીર આવી પહોંચ્યો અને દરબારમાં આવી મહારાજાને આશી-રવાદ આપી જોધપુરથી લાવેલ કાગળ મહારાજાના હાથમાં આ-પ્યો. માહારાજાએ પ્રધાનને કાગળ આપ્યો પ્રધાને તે કાગળ વાંચી સંભળાવ્યો જેમાં રજપુતાણાના રીવાજ મુજબ અનેક તરેહની ઉપમાંઓ લખી હતી છેવટમાં એ હકીકત લખી હતી કે આપ લગન જોવરાવી લગનનો શુભ દીવસ નક્કી કરી આવેલ ગોરની સાથે તમારા ગોરને લગન લઈ મોકલો કે તે દીવસે અત્રે થી ખાંડુ જેસલમીરમાં હાજર થાય જેમ બને તેમ નજીકનાં લગન નિરધારજો આ પ્રમાણે જોધપુર માહારાજાયે મોકલેલો કાગળ ભટી માહારાજાના પ્રધાને ભટી મહારાજાને વાંચી સંભ ળાવ્યો મહારાજા પણ લગનની તૈયારીમાં હતા જેથી કાગળ સાં ભળી ખુશી થયા ગોરનો સારો સત્કાર કર્યો અને ઉતારો આપ્યો.

હરષીત થયેલા ભટી રાજા કાગળ લઇ જનાનામાં ગયા અને ખુશ ખબર રાણીને કહ્યા ભટીયાણીની માત્તા પણ હર્ષીત થયાં અને રાણી બોલ્યાં. સ્વામીનાથ ? ? આપણી પુત્રી લાયક ઉમરની થઇ છે. વળી જોધપુર જેવો સબંધ જડયો છે. તેથી દુધમાં સાકર ભળ્યા જેવું થયું છે. કેમ કે બાદશાહની મોશલી ભરી ચુકયા છીયે માટે હવે જેટલા દીવસ ઢોલ કરવી તે હવે

હાની કરતા છે. તો શા માટે ઢીલ કરવી જોઇયે. નકામી મોઝલી ચડાવવામાં ફાયદો શું? સારાં કામતો સત્વરજ કરવાં. દીકરી પણ પરણવાને ખુશી છે. તેની ઇચ્છા અનુસાર સબંધ જડયો છે ઇશ્વરે આપણી લાજ રાખી છે. માટે હવે જોશી બાવાને બોલાવો અને લગ્ન જોવરાવો.

ભલે! રાણીજી! તમારી ઇચ્છા છે તો હું કચેરીમાં જોશીને તેડવુંછું, તમો ભટીયાણી પુત્રી પાસે જઈ આ ખુશ ખબર આપજો કે તે રાજી થાય. એમ કહી ભટી રાજા કચેરીમાં આવ્યા. ને જોશીને બોલાવ્યો લગનની હકીકત નીવેદન કરી. અને નજીકમાં નજીકના સુભ દીવસની સુચના કરી જોશીએ ટીપણું કાઢી. મેખ વરખ મીથુન, કરક સીંહ, કન્યા, તુલ, વૃશ્ચીક ધન. મકર. કુંભ. મીન, એ પ્રમાણે બાર રાશીયોનાં નામ આંગળીના વેઢાપર ગણુવા માંડયાં બે ઘડી આઘા પાછી આંગળીઓ કરી પચાશ વરધુને છેટે માહાસુદ ૫ વસંત પંચમીનો દીવસ લગ્નનો મુકરર કરી આપ્યો તે તારીખનાં લગ્ન લખાયાં જોશી બાવાને સારી દક્ષણા પાતુ મળ્યાં ખુશી થતા ઘરે ગયા

જોધપુરથી આવેલા ગોરને પણ સારી દક્ષણા આપી તેની સાથે પોતાના ગોરને લગ્ન લઇ જોધપુર મોકલવા હુકમ કર્યો. અને જોધપુર માહારાજા ઉપર કાગળ લખી આપ્યો, જેમાં ક્ષત્રી કુળની અને જોધપુરના રાજયની કીર્તી વધે તેવી તૈયારીથી આવવા લખ્યું હતું. વીદાયગીરી મળ્યાં બાદ ગોર. ભટાયાણી પાસે આવ્યો. અને આશીરવાદ આપી ઉભો રહયો ભટીયાણીયે આસન આપી બેસાર્યો. અને પોતા તરફથી પણ દક્ષણા આપી ને કલાજી ઉપરનો કાગળ લખી ગોરને આપ્યો તથા મોંઢેથી

પણ કહ્યું કે ગોર મહારાજ ? મારો સબંધ કલાજીએ તમારા માહારાજા વેરે કર્યો છે. જેથી હવે હું તમારા માહારાજાની રાણી થઈ ચુકીછું. મારી પતિજ્ઞા શું છે. તે તમોએ પણ જાણ્યું હશે. માટે તમારે કલાજીને કહેવું કે ! કલાજી ! ભટીયાણીની જીવનદોરી તમારા હાથમાં છે. હું નવરોજામાં જવાની નથી. માટે તું તારી તૈયારીમાં રહી ખાંડુ લઇને આવજે કારણ આ લગ્ન સુખ શાન્તાનાં નથી. અગ્ની દેવને ઘીની આહુતી આપી. જવ તલ હોમવાના નથી. આતો મરદોનાં માથાં હોમી લગ્ન વીધી થવાની છે બીજી રાજબાળાની માફક લગ્ન વીધી થવાની નથી માટે વીર ? કલાજી, તું તારી સરવ પ્રકારની તૈયારી કરી વસંતપંચમીપર વહેલો આવજે શાથી કે ખરી રજપુતાણીના પેટથી જનમેલા રજપુતનું રજપુતાણું તારે જેસલમીરની બજા-રમાં બતાવવાનું છે વીર કલાજી ? તું જાણે છે કે રાજબાલાના લગ્ન વખતે નોરંગશાહ બાદશાહનું લશ્કર લઇ એક મુસલમાન સરદાર લગ્ન સમયે માયરામાં હાજર રહે છે. માંયરામાં ખાંડા સાથે રાજબાળા શાસ્ત્ર વીધીથી બે ફેરા ફરીને તરત આવેલા મુસલમાન સરદાર ખાડું લઇ આવનાર રજપુતોને બાદશાહી ફરમાન સંભળાવે છે, અને કહે છે કે આ રાજબાળાને નવ દી વસ અમો નવરોજામાં દીક્ષી લઇ જશું ! દશમે દીવસે તમારા સ્થળે મોકલવા રવાના કરીશું. જો તમો ખુશીથી આ બાદશાહી ફરમાન કબુલ કરતા હોતો. કન્યા અમને સોંપી આપો જો ફ-રમાનને નમાન્ય કરતા હોતો તમારી સમશેર ખુલ્લી કરો. અમો લઢવા તૈયારી છીએ. તમો રાણી જાયા હશો તો અમો બીબી જાયા છીયે. અમો અમારી આ શમશેરથી રાજબાળા

ને લઇ જશું. હીમત હોયતો લડવા તૈયાર થાઓ. જીતશું તો લઇ જશું. આવી રીતે ભીરૂ બનેલા રજપુતોને ડરાવી મુસલમાનનો સરદાર દીલ્લી રાજબાળાને લઇ જાય છે. મારે માટે પણ તેમજ થવાનું છે, માટે કલાજીને કહેજો કે જેવું વચન આપ્યું છે. તેવુંજ પાળવા તૈયાર થજે! કલાજી ને કહેજો કે તારી શમશેર કટાઇ ગઈ હોય તો સજ્જ કરી વહેલો આવજે અને જગતમાં તારૂં નામ અમર કરજે કહ્યું છે કે.

### દોહરો.

ચુનાથી ચણેલ પથરનાંય પડી જશે.
થયું કાવ્યમાં નામ અમર થઈ અવનીરહે.

જો તું દગો કરીશ તો હું માયરામાંજ મારા દેહનો ત્યાગ કરીશ. અને તે સ્ત્રી હત્યા તારે શીર ચોટશે માટે અમર નામ કરવા વહાલા! વીરા! કલાજી! હવે વહેલો આવજે. માહારાજ આ કાગળમાં મેં સરવ હકીકત લખી છે છતાં મોંઢેથી પણ હું બોલું છું તે પ્રમાણે કહેજો ભટીયાણીયે. ગોરને ભલામણ કરી વિદાય કર્યો જતાં જતાં બોલ્યો. બહેન? હું કલાજીને બધી વાત નીવેદન કરીશ એ કલોજી મહાન શુરવીર છે. તે કદી વચન ભ્રષ્ટ થતો નથી. તેની શમશેરે જોધપુરમાં અમર કીર્તી કરી છે તમો નચીંત રહેજો એમ કહી ગોરે રજા લીધી ભટીયાણીનો કલાજી ઉપરનો પત્ર લઈ ગોર જોધપુર જવા જેસલમીરથી રવાના થયો. અને થોડા દીવસમાં જોધપુર આવી પહોંચ્યો. અને જોધાણનાથની કચેરીમાં આવી આશીરવાદ આપી ઉભો રહ્યો. પોતે લાવેલ. જેસલમીર મહારાજનો કાગળ

જોધાણુનાથ મહારાજાને આપ્યો જે કાગળ કચેરીમાં વંચાયો જેમાં મહા સુદ ૫ ( વસંતપંચમી ) નાં લગ્ન નકી ઠરવાથી તમામ રજપુત મંડળ રાજી થયું લગ્નની વધાઇમા ગોર મહારાજને કીમતી પોશાક આપ્યો. પોશાક લઈ ગોર રાજી થયો. પોતા પાસે ભટીયાણીનો કાગળ હતો જેથી કલાજીને આપવા સારૂ ગોરે કલાજીને શોધવા બેઠેલા તમામ પટાવતો ઉપર પોતાની દ્રષ્ટી ફેરવી ધારી ધારીને જોવા માંડયું પણ કલાજીને ભરાયેલી સભામાં જોયો નહીં જેથી બોલ્યો. સમીયાણાના કલાજી ઠાકોર કયાં હશે ? કેમ સભામાં દેખાતા નથી આ ભટીયાણી રાણીનો કાગળ મારે તેમને આપવાનો છે વળી તેમને રૂબરૂમાં પણ કેટલાક શબ્દો કહેવાના છે.

ગોરનાં આવાં વચનો સાંભળી કલાજીના કાગળમાં કાંઇ ભટીયાણી સબંધી મર્મ ભેદ હશે એમ ધારી ગોરના હાથમાંથી કલાજી ઉપરનો કાગળ પોતે જોધપુર મહારાજાએ લઈ લીધો અને ખુલ્લી રીતે તે કાગળ પણ કચેરીમાં વંચાવ્યો. જેમાં ભટીયાણીનાં હ્રદય ભેદક સુરા રજપુતોને સુરાતન ચડે તેવાં વાકયો વંચાયાં જે સાંભળતાં ખરારજપુતો ( પટાવતો ) ખોંખારા કરવા લાગ્યા. અને પોતાની મુંછોપર હાથ નાખવા લાગ્યા. પરંતુ કલાજી વિરૂદ્ધના ભીરૂ પટાવતો જેઓ એચરાજીના ભકત બનેલા હતા. તેઓ કાગળના શબ્દો સાંભળી બોલી ઉઠયા જોયું મહારાજ ! અમે જે વાત કરતા હતા તે ખરી કે ખોટી ? કલાજીને તમારૂ રાજ્ય કયાં ? રહેવા દેવું છે તમારા દુધ ચોખા અને સાકર ખોવરાવવા સારૂ કલાજીએ કેવો “ સુતો સીંહ ” જગાડયો છે ભટીયાણીનું તમારી વેરે સગપણ કરી

દીલ્હીના બાદશાહને દુશ્મન ઉભો કર્યો છે, જેનું પરિણામ રાજ્ય ગુમાવવું એજ કે બીજું કાંઈ આવવાનું ? સારૂં થયુ કે અમારી શીખામણ માન્ય કરી આપ મહારાજાએ તેને દુર કર્યો ? જો અમારી શીખામણ ન માની હોત અને કલાજીને રાખ્યો હોત અને લગ્ન પ્રસંગે તેને જેસલમીર ખાંડુ લઈ મોકલ્યો હોતતો તેનું કેવું વીપરીત પરીણામ આવત તેનો ખ્યાલ આપ મહારાજાજ કરો ? વીવા પ્રસંગે જનારાઓ તો જમવા રમવા અને મોજ વીલાસ કરવાજ જાય છે કાંઈ માંથાં આપવા જતા નથી માથા આપવાં એ તો રણસંગ્રામમાં હોય કાંઇ લગ્નના શુભ પ્રસંગમાં નજ હોય આ તો લગ્ન પ્રસંગ નહીં પણ જોધપુરના રજપુતોનો નાશ કરાવાની રણસંગ્રામ ભૂમી કલાજીએ રચાવી છે માટે જે થાય તે સારાનેજ માટે આપણે હવે ખાંડાની તૈયારી કરો અને ખાંડામાં મોટા કલાજીને ઠેકાણે આ નાના કલાજીને મોકલો આવાં પટાવતોના વાકય સાંભળી માહારાજા બોલ્યા. પટાવતો તમેજ મારા ખરા હીતરવી છો મારૂં રાજ્ય અને મારા દુધ ચોખા સાકર સાચવવાં તમો મને ખરી સલાહ આપો છો માટે નાના કલાજીનેજ ખાંડાના અધ્યક્ષ બનાવી મોકલવા જાઓ ? ખાંડાની તૈયારી કરી આજને આજેજ ખાંડુ રવાના કરો સાથે ઝાઝા રજપુત મોકલવા જરૂર નથી શાથી કે મારે ઔરંગજેબ બાદશાહના નવરોજાના હુકમનો અનાદર કરવો નથી. માહારાજાનાં આવાં વાકય સાંભળતાં સુરવીર પટાવતો જે હતા તે સ્તબ્ધ થઇ વિચારમાં પડયા. " ધણી વિન્યા ધોળ સુની " કહી નીરાશ થયા. માહારાજાનો હુકમ થતાં ખાંડુ તૈયાર થઈ રવાના થયું.

---

# પ્રકરણ ૭ મું.

## જેસલમીરમાં ખાંડાનું જવું બાદશાહી લશ્કરનું ત્યાં આવવું.

ભટીયાણીના લગ્નની વાત પવન વેગે જોત જોતામાં આખા રજપુતાણામાં ફેલાઇ ગઇ ઘરે ઘરે તેની પ્રતીજ્ઞાની ચર્ચા થવા લાગી અને સર્વ કોઇ વિચાર કરવા લાગ્યા કે માહા સુદ ૫ ના રોજ સુરવીર કલોજી જેસલમીરમાં ખાંડુ લઇ આવશે અને બાદશાહી લશ્કર સામે ખરા રજપુતાણાનું સુરત્વ જણાવશે ગામે ગામ રાજપુતોનાં અધીરાં થયેલાં મન માહા સુદ ૫ ના દીવસની રાહ જોવા લાગ્યાં બીકણ રજપુતો તો એમજ બોલવા લાગ્યા કે મુઠોભર રાઠોડો બાદશાહી લશ્કરમાં ફતેહ કરી શકવાના નથી જેથી ભટીયાણી નવરોજે જવાનીજ નાહક કલોજી માર્યો જશે કારણ કે એવો કોઈ રાજા બાદશાહી લશ્કર સામે ટક્કર ઝીલનાર હાલમાં કોઇ જાગ્યો નથી માટે પથ્થર તળે ચગદાવાની કલાજીને કુમતી સુજી છે. બીકણ અને બાયલા સ્વભાવવાળા રજપુતો જ્યારે આવી વાતો કરે છે. ત્યારે બીજી બાજુ.

કેનાં કરૂં વખાણ, હાલો બોલે હમીરીયા,
ધરા ઉપર નીરધાર, કોકો મરદો ભાળીયા.

સુરા રજપુતો હતા તેઓ તો પોતાની મુંછો પર હાથ નાંખી એમજ બોલવા લાગ્યા કે શાબાશ ! કલાજી ! શાબાશ !

તારી હીમતને શાબાશ છે. " એક મરણીયો સોને ભારે થઇ પડે છે " તે કહેવત મુજબ રજપુતનું નામ રાખવા અને સતી ભટીયાણીની પ્રતિજ્ઞા પાળવા તેં જે બાદશાહ ઔરંગઝેબ સાથે યુદ્ધ કરવા હામ ભીડી છે તે તારી હીંમતને ધન્યવાદ ઘટે છે જો કે અમોને એ માંથી એકે પક્ષ તરફના કંકોતરીઓ મળી નથી. નહીં તો અમો પણ કલાજીની બાહાદુરીમાં અમારી સમશેરનો ચમત્કાર બતાવી આપીએ કેમકે કલોજી અટંકી રજપુત છે. તે ખચીત ભટીયાણીની પ્રતીજ્ઞા પાળશે લશ્કર સામે ટક્કર ઝીલી રજપુતોની શમશેરનો સ્વાદ મુસલમાનોને બતાવી આપશે. પરંતુ " એકનું ઓસડ બે " એ કહેવત મુજબ મુઠી ભર જોધપુરના રજપુતો જંગી અને બોળા બાદશાહી લશ્કર સામે યુદ્ધમાં ટકી રહેશે નહીં માટે આપણે રજપુતાણાની ટેક રાખવા માટે વગર કંકોતરીએ જેસલમીરમાં જઇ હાજર થવું અને જો કલોજી બોલે તો આપણે તેની મદદમાં હાજર રહેવું અને શુરવીર કલાજીનું વચન મોથ્યા ન થવા દેવું. શાથી કે કલાજીએ જે વચન આપ્યું છે તે એકલા પોતાને માટેજ નહી પણ આખા રપુતાણાની લાજ રાખવા સારૂ આપ્યું છે. માટે આ માંગલીક સમયના યુદ્ધને વધાવી લેવા અને રણસંગ્રામમા રજપુતાણાનો કેસરીયો રંગ વસતપંચમીનો દીપાવવા આપણે પણ વગર તેડે ત્યાં જઇ યા હોમ કરવો. આવું જે જે શુરા રજપુતો છે તેમણે પણ કેવા માંડયું અને લગ્નની તીથી નજીક આવવાથી પોતાનાં નાજુકડા રાજ્યો નાજુકડા ગીરાસો અને વતન તથા બાળબચ્ચાં છોડી પોનાના સ્થળને છેલ્લા રામરામ કરી ધીરે ધીરે જેસલમીર તરફ રવાના થવા લાગ્યા,

હવે આ બાજુ નજર કરીયે તો જેસલમીરમાં જેસલમી-રની ઉછરંગી પ્રજા ભટીયાણીના લગનની ધામધુમમાં પોતાના મકાનો શણગારવા લાગી બજાર પણ અનેક તરેહના કેસરીયા રંગથી ધોળવા લાગી ઘરે ઘરે માંગળીક ચીન્હનાં નીશાનો ધજા પતાકા ફરૂકવા લાગ્યા. જેસલમીર મહારાજાયે પણ સ્થળે સ્થળે કંકોતરીયો લખી મોકલવા માંડી સગાં વહાલાંઓને આ શુભ પ્રસંગે આવવા આમંત્રણ મોકલવા માંડયાં તે સાથે બાદશાહી ફરમાનને માન આપી ઔરંગજેબ બાદશાહને પણ ખબર મોકલી કે મારી પુત્રી ભટીયાણીનું વેવીશાળ ( સગપણ ) જોધપુરના મહારાજા વેરે કર્યું છે. અને તે લગ્નની સુભ તીથી માહા સુદ ૫ ની નકી થઇ છે. માટે તે તારીખે જોધપુરથી ખાંડું આવી ફેરા ફરવાનું છે; માટે ચાલુ રજપુતોયે મંજુર રાખેલા રીવાજને માન આપી આપને જાહેર કરૂંછું આ પ્રમાણે કાગળો લખી પાંચ વરસથી બેઠેલા મોસલોને આપ્યો મોસલો કાગળ લઇ દીલ્લી ગયા. અને બાદશાહને તે કાગળ આપ્યો આ. વખત બાદશાહ કચેરી ભરીને બેઠો હતો. જે કાગળ વાંચતાંજ હર્ષાનંદમાં આવી સીંહાસનથી સવા ગજ ઉંચો થયો. અને મુંછપર હાથ નાંખી બોલ્યો અહા ! ! શું ખુદાની મહેરબાનીનો સુભ દીવસ ! ! જે ભટીયાણીયે મારી છબીને પાટુ મારી હતી, અને મારો અના-દર કર્યો હતો. જે બાળા હમેશાં મલેચ્છના નામને ધીકકારી રહી છે. તે ભટીયાણીનાં લગ્ન વસંતપંચમીનાં ઠર્યાં છે આ તેના પીતાનો કાગળ છે. હવે ભટીયાણી નવરોજામાં આવવાની ! એ વખતે મારી છબીના અપમાનનું તેને બતાવી આપવાનું છે વળી ભટીયાણીયે પ્રતીજ્ઞા કરી છે કે મારે નવરોજામાં ન જવા ખાતર

જે રજપુત નવરોજાથી મારૂં રક્ષણ કરે. તેવા રજપુતથી મારે લગ્ન કરવું. આ વચન જોધપુરના મહારાજાની વતી તેના પટાવત કલાજીયે આપ્યું છે અને મહારાજાની વેરે તેનો સબંધ કર્યો છે. આ વાત મારા જાણવામાં છે. જેથી ધારૂંછું કે આ વસંતપંચમીના દીવસ શ્રૃંગારીક વસંત જેસલમીરમાં વધાવાનો નથી પરંતુ રજપુત અને મારા પઠાણ સમશેરથી રકત છાંટણાં ઉડાવશે વારૂ ! ગમે તેમ થાય તો પણ ભટીયાણીને પકડવી એ તો મારો દ્રઢ નીશ્ચય છે. કદી જોધપુરના રજપુતો મરણીયા થઇ આવશે. તોપણ મારા પઠાણો હારે તેવા નથી વળી હમેશાં મારૂં લસ્કર રાજબાળાને લેવા જાય છે. તે કદી વીલે મોઢે પાછું આવતું નથી. છતાં આજે તો જેસલમીરની ભટીયાણીને લાવવી છે માટે એક લાખ અસલ કાબુલી અને પઠાણોને મોકલવા હું જરૂર ધારૂં છે. માટે જબરા લસ્કરને જેસલમીર મોકલું શાથી કે રજપુતો સાજીસરાથી ભટીયાણીને દીલ્લી મોકલે તેમ નથી. માટે સુરવીર સરદારની સરદારી નીચે જબરા લસ્કરને મોકલવા જરૂર છે હવે કેને મોકલવો તે સબંધી વિચાર કરતો પોતાની પાસે બેઠેલા પોતાના નીમકહલાલી મુસલમાન સરદારો તરફ પોતાની દ્રષ્ટી કરવા લાગ્યો. છેવટે જાનમહમદ નામના પઠાણ સરદારને પોતાનો સંપુર્ણ વિશ્વાસુ જાણી તેના તરપ નજર કરી બોલ્યો ! જાન મહમદ ! હમ તુમકો એસા ફરમાન કરતેહેં કે ! તુમ બડા જંગી લસ્કરલેકર અબીકે અબી જેસલમીર કુચ કરો. હમારા કામ સફલ કર કે ઔર ભટીયાણીકો ખુશ ખુશાલી મેં હમારી પાસ નવરોજા કે બારે મેં હાજર કરોગી ઉસબખત હમ તુમકો બડા ઇનામ ઇનાયત કરેગા. ઔર બડી સરદારી

બીઈનાયત કરેગા. જો ખર્ચા ચૈયે સો ખજાનેમેસેં લેકર અબી કે અબી તુમ જેસલમીર જાઓ. સાથ બડા જંગી લસ્કર પઠાણોકા રખો. કયોંકે ભટીયાણીકો લાનેમેં બડા વીઘ્ન હોયગા. રાઠોડ રજપુતો શીરસાટે ભટીયાણીકા રક્ષણ કરેગા. જીસલીયે હમારા હુકમકા અનાદર નહીં હોનાં ચાહીયે. તમબી બીબી જાયેહો. હમ તુમકો પસંદ કરેગે એક લાખ લસ્કરકી સરદારી સોંપકે જેસલમીર ભેજતાહય. શામ, દામ, ભય, ઓર છેવટ દંડસેં (યુદ્ધસેં) ભટીયાણીકો કબજ લેનાં ઓ બડી ગુસ્સાદાર રજપુતાણી રાજબાળાહે; જીસલીયે. બડી હીકમતસેં ઉસકો ખુશ રખકર હમારી પાસ લાનાંય ? યુદ્ધ હોવે તો યુદ્ધ બી કરના. લેકીન પીછા હઠનાં નહીં.

આવું બાદશાહ ઔરંગજેબનું ફરમાન સાંભળી. જાનમહમદ ઉભો થઈ. પોતાની શમશેર બાદશાહના ચરણમાં નમાવી બોલ્યો જહાંપનાંહ !! આપકા હુકમ હમ શીરપે ચડાતેહે. હમ ભટી-યાણીકો ચોકસ ખુશ ખુશાલીમેં પકડકે આપકી 'સનમુખ. આબાદ. લાકે હાજર કરેગા. આપ બેફીકર રહો. રજપુતોકી કયા તાકાતહેં કે હમારી શમશેર સનમુખ ટકી શકેગા. અચ્છા આપકા હુકમ શીરપે ચડાકે મેં જાતાહું એમ કહી તા-ત્કાલીક કચેરીમાંથી ઉઠી ઘેર આવી જોઇતી શીલક ખજાનામાંથી મંગાવી એક પઠાણી લસ્કરને તૈયાર કરી તેજ દીવસે જેસલમીર તરફ રવાના થઇ ગયો.

આ બાજુ નાના કલાજીની સરદારી નીચે પાંચસો રજપુતો સાથેનું જોધપુરથી ખાંડું નીકળ્યું. બંને લસ્કરો વસંતપચમીના

આગલા દીવસે કેડા મોર જેસલમીર આવી પહોંચ્યાં. બનેને જેસલમીર મહારાજાયે. બહાર ખુલ્લા મેદાનમાં તંબુ નાંખી ઉતારા આપ્યા. જેસલમીર મહારાજા મહા વિચીક્ષણ અને સમજુ હતો તે જાણતો હતો કે, જોધપુરથી ઘણા ઘણા બહાદુર રજપુતો આવશે. તેમજ નવરોજાનો અમલ બજાવવા. દીલ્લીથી પણ જબરૂ લસ્કર આવશે. માટે તેમને ખાવાનું આપ્યા શીવાય છુટકો નથી જેથી અગમ ચેતી વાપરી. મહારાજે ડબલ સામગ્રી કરી રાખી હતી. પાંચ લાખ માણુસોનો પાંચ ટંકનો ખોરાક ભરી રાખ્યો હતો.

માહા સુદ ૪ ની સાંજરે જેમ સાગરમાં નાવ તરે. તેમ જેસલમીર શહેર લસ્કરી માણુસોના માથા રૂપી સમુદ્રમાં તરવા લાગ્યું. તોપોના બહાર જેસલમીરને પાદર થવા લાગ્યા. લોકો ભયભીત થવા લાગ્યાં. જોધપુરનાં ફકત પાંચસો માણુસો હતાં. અને બાદશાહી લસ્કરનાં એક લાખ હતાં. જેથી "સુરા રજ પુતો, જેઓ મીજમાન તરીકે આવ્યા હતા તેઓ વિચારમાં પડવા લાગ્યા.

રજપુતોના રીવાજ મુજબ જોધપુરથી આવેલ ખાંડાનું સામૈયું કર્યું. અને તેમને બહાર ઉતારો આપ્યો. ગામમાં સાકરો વહેંચાઇ. નાના કલાજીયે કસુંબો પાયો આ બધો ચોથનો બનાવ બાદશાહી લસ્કરના સરદાર જાનમહમદે જોયા કર્યો. આખી રાત આનંદમાં ગુજરી. બીજા દીવસના બનાવ ઉપર તે બનાવ જોવા લોકો અધીરાં થઈ રહ્યાં. સરવ કોઈ વિચાર કરવા લાગ્યા કે પાંચસો રજપુતો એક લાખ લસ્કર સામે શી રીતે ટકી શકશે. અને ભટીયાણીની પ્રતીજ્ઞા અને લાજ શી રીતે રહેશે. સમજુ

વર્ગ તેજ વિચારમાં પડયો આ આવેલા રજપુતો ટગર ટગર જોયા કરશે. અને જેમ બાજ પક્ષી તેતર ચકલાને પકડી ઉડી જાય. તેમ બાદશાહી લસ્કર ભટીયાણીને લઇ ચાલતુ થશે ! હર? હર! ભટીયાણીની લાજ કોણ રાખશે ! દ્રૌપતીની લાજ શ્રીકૃષ્ણે રાખી. તેમ ભટીયાણીની લાજ કલોજી રાખશે કે કેમ? હરી! હરી!! બને તે ખરૂં ! આમ અનેક તરેહનાં લોકો તર્ક બાંધવા લાગ્યાં. જેઓ ખરા સુરવીર રજપુતો હતા, તેતો એમજ વાતો કરતા હતા કે એક લાખ લસ્કરને પાંચસો રજપુતો બસ છે સર્વ કોઇ સૂર્યાસ્તની રાહ જોવા લાગ્યા. કેમકે સૂર્યાસ્તના સમયનાં લગ્ન હતાં. ભટો મહારાજા પણ પાંચસો રજપુતો અને દુસ્મનના એક લાખ પઠાણો જોઇ મહાન ઉંડા વિચારમાં પડયો અને શું કરવું. હવે કેમ થશે. મારી પુત્રીની પ્રતીજ્ઞા શી રીતે ટકશે તેના ઉંડા વિચાર વમળમાં ડબકાંયાં ખાવા લાગ્યો. તોપણ સમજુ હોવાથી મુખાકૃતિ ઉપર કાંઇ પણ ક્ષોભ નહી બતાવતાં હર્ષીત ચહેરાથી આ વેળા મીજમાન અને બાદશાહી લસ્કરની સરભરા કરવા લાગ્યો. છેવટ એમ પણ બોલ્યો કે મારી દીકરીની પ્રતીજ્ઞા જશે તો તેમાં જોધપુરની લાજ જવાની છે. મારે કાંઇ લેવા દેવા નથી, સરવ રજપુતને ઘરે થતું આવ્યું છે એમ પણ મન વાળવા માંડયું. એક બાજુ પોતાના લસ્કરને પણ છાની સુચના આપી યુદ્ધ થાય તો તૈયાર રહેવા સાવચેતી આપી કે પોતે જાણુતો હતો કે કનોજના જયચંદની સંયોગતાના લગ્ન વખતે જેવી કનોજના રાજ્યની હાલત થઈ હતી તેવીજ હાલત આજે મારે પણ જોવાની છે. બાદશાહી લસ્કરમાં જાન-મહમદે પણ પોતાના પઠાણોને કહી રાખ્યું કે, બાહાદુર પઠાણો !!

આપણે જે હીંમત ધરી સાહસ ખેડી અહીં આવ્યા છીએ તો આ કામ પાર ઉતાર્યા શીવાય છુટકો નથી. આપણે ભટીયાણીને આપણા બાદશાહ પાસે લઇ જવાની છે. માટે રજપુતો સોંપે તો ભલે, નહીં તો આપણે આપણી આ શમશેર વડે આપણા સુરાતનનો સ્વાદ રજપુતોને ચખાડી ભટીયાણીને જીવતી પકડવાની છે માટે બહાદુરો ! સાવચેતીમાં રહેજો. યુદ્ધ થાય તોપણ ભલે દીવસ આથમતે જે રામડા રામડો થવાનો હશે તે થશે. માટે બાર કલાક બાકી છે ત્યાં સુધી જમો રમો. મોજમજા કરો. યાતો ખુદાની બંદગી કરો. જે તમારી ઇચ્છા હોય તેમ આનંદ ભોગવી લ્યો.

---

## પ્રકરણ ૮ મું.

### વસંતપંચમીનો દીવસ અને નાના કલાજીનું કરેલું અપમાન.

વસંતપંચમીના પ્રાતઃકાળનો સમય થયો. હવે સાંજરે લગ્ન થવાનાં છે. એમ ધારી ભટીયાણી જાગ્રત થઈ હર્ષાનંદમાં ઇધર ઉધર ઘુમવા લાગી. અને વિચારમાં પડી કે રાત્રીયે મારાં લગ્ન થવાનાં છે, છતાં હજી મારો જીભનો માનેલો વચનથી બંધાયેલો ભાઈ કલોજી ? કેમ મારી પાસે આવતો નથી ? તે શું કામમાં રોકાયો હશે ? દીવસના બાર કલાક તો જોત જોતામાં નીકળી જશે. જો કલોજી મારી પાસે નહી આવેતો પછી મારે શું સમજવું, તેની ઠગાઇ કે બીજુ કાંઇ ? માટે તેના વિચારો

મારી પ્રતિજ્ઞા સબંધી શું છે. તે મારે જાણવા જરૂર છે. એમ ધારી પોતાની એક દાશીને પોતા પાસે બોલાવી કહ્યું. બહેન ! જોધપુરથી ખાંડું રાત્રીનું આવ્યું છે. છતાં હજી કલોજી મારી પાસે કેમ આવતો નહીં હોય ! શું ! તેના દાંત હાથીની માફક. " આવવાના જુદા અને દેખાડવાના જુદા. " એમ તો નહીં હોય કે ? રખે કાંઇ દગો કર્યો હોય નહીં ? તેણે મને વચન આપ્યું અને ભોળવા મારો સબંધ કરી ગયો છે. મને તો લાગે છે કે રાત્રીનુ ખાંડું આવ્યાં છતાં કલોજી હજી મારી પાસે આ-વતો નથી. જાઓ ! જાઓ ! બહેનો તપાસ કરો ! અને કલાજીને મારી પાસે જલદી લાવો. અધીરી બનેલી ભટીયાણીનાં વચન સાંભળતાં એક બે દાશી ત્યાંથી કલાજીને બોલાવવા નીકળી અને જોધપુરને ઉતારે આવી. બોલી કે આમાં કલોજી કોણ છે ! ચાલો મારી બાઇ બેલાવે છે.

દાશીયોનાં વાકય સાંભળી આવેલા રજપુતો મૌ-ન્યતા ધારણ કરી રહ્યા. પરંતુ નાનો કલોજી આવ્યો હતો તે બોલ્યો. દાશીઓ !! અત્યારે મારૂં ભટીયાણી પાસે શું કામ છે ! ખાંડા સાથે ફેરા ફરતી વખતે હું આવીશ. લગ્ન પ્રસંગમાં અનેક તરેહનાં કામો હોવાથી અત્યારે મને નવરાશ મળવાની નથી જાઓ ! બાઇને કહો કે બાઇ સાહેબ ! નચીંત રહો. કલોજી ત-મારી સંપુર્ણ મદદમાં છે. એમ બોલી દરેક દાશીને લાલચમાં નાંખવા સો સો સોના મોહોરો આપી.

પૈસા મળતાં કોણ ના ચળે ? કોણ વિશ્વાસઘાત ના કરે. પૈસો દેખી મુનીવરો પણ તપશ્ચર્યા છોડી ઘર વહેવારમાં ગુંથાય છે. તો પછી આ બિચારી અબળા દાશીઓની શી વીસાત ?

પીળાં રેચક જેવાં સોના મોહોરોનાં પાંચીયાં જોઈ બંને દાશીઓ લોભાઈ ગઇ. ભોળવાઈ ગઈ. અને કલાજીના નાવમાં ઝુકી બેઠી. ભલે! કલાજી! તમારી ઇચ્છા હોય ત્યારે આવજો. દીવસ આ. થમતાં સુધીનો વખત અમો અમારે ઘરે જઇને કાઢીશું. ભટી. યાણી પાસે જશુંજ નહીં. કલાજીએ દાશીયોને ફુટી ગયેલી જોઈ બીજી સોના મોહોરો પણ આપી. ખુશી થતી દાશીઓ ભટીયાણી પાસે નહીં જતાં સીદ્ધી પોતાને ઘરે ચાલી ગઈ

દાશીયોને મોકલ્યા બે કલાક થઈ ગયા દીવસના દશ વા- ગવાનો સમય પણ થયો છતાં દાશીઓ કે કલોજી કોઈ આવ્યું નહી આથી ભટીયાણી વધારે વિચારમાં પડી અને વિશેષ ગભ- રાઈ ગઈ. જેથી પોતાની વહાલામાં વહાલી દાશી હશે તેને બોલાવી કહ્યું. બહેન! દાશીયો હજી કેમ આવી નહી. દાશી ચોકસ કાંઈ દગો છે રાંડ ખવાસણોનો શો ભરૂસો ગમે તેમ તો પણ તે ખાટીયાં ચાટનારી ગણાય. જા! વહાલી દાસી! જા! જલદી જા! એ લુચ્ચા અને વચન ભ્રષ્ટ થનાર ઠગારા કલાજીને જલદી મારી પાસે લાવ. એટલે મારે તેને જે કહેવાનું હોય તે કહું. વહાલી! દાશી! તારે ફુટવાનું નથી. મને તારો સંપૂર્ણ ભરૂસો છે.

બાઈ તમે શા માટે ગભરાઓ છો હરામી કલોજી વિશ્વાસ આપી સગપણ કરી ગયો. અને હવે પોતાનો જીવ વહાલો કરી ખાંડા સાથે ફેરા ફેરવી. તમને નવરોજે મોકલવા ધારતો હશે. પણ ફીકર નહીં. હું એ દગાખોરને પાંચ મીનીટમાં કાંડું પકડી તમારી પાસે રજુ કરૂં છું. તોજ હું તમારી રંભા દાશી ખરી એમ કહી રંભા ઉતાવળી ઉતાવળી જોધપુરના આવેલ મીજ-

માનો પાસ ઉતારે આવી. અને રજપુતો જોઈ બોલી. ગરજ-પુતો ? તમારો કલોજી કયાં છે? જલદી બતાવો " કુવામાં ઉતારી વરત કાપનાર " કલોજી આવો દગાખોર નીકળ્યો. એક અબળાને ફસાવી શું? તે રજપુતોની બહાદુરી માને છે ? આ તેની બહાદુરી નહીં પણ બકરૂં રેંસવા જેવું નીચ કર્મ છે. જે કલાજીએ મારી બાઇને વચન આપ્યું છે. જે કલાજીયે મારી બાઇની નવરોજે નહીં જવાની પ્રતીજ્ઞાને સંમતી આપી છે. આવો વિશ્વાસ આપી. હવે શું ? તે વિશ્વાસ ઘાત કરવા માગે છે. રાઠોડો શું! આવા દગાખોરને વિશ્વાસઘાતી છે. રજપુતનું નામ ડુબાવનાર સુરવીર નહીં પણ બાયલો કલાજી કયાં ભરાઈ બેઠો છે. ધીક્કારછે તેને અને તેની જણેતાને કે આવો હીચકારો પુત્ર તેની કુખથી પેદા કર્યો. બોલો તે કયાં ભરાઈ ગયો છે. મને જલદી બતાવો.

રંભાનાં આવા ક્રોધ યુક્ત વાકયો સાંભળી તમામ રજપુતો શરમીંદા થઈ નીચું જોઈ બેશી રહ્યા. ખરા કલાજીને જવાબ આપ્યા વિન્યા ચાલે તેમ નહોતું. તેથી તે બોલ્યો. દાશી ! આમ ઉતાવળ શા માટે કરો છો. જરા ધીરજ પકડો. અમો આવ્યા છીયે તે કાંઈ પાછા જવાના નથી. આ કસુંબા પાણી પાવા પીવામાં ઘુંચવાયો છું. જેથી તુરત આવી શકયો નથી. બેસો લ્યો? આ સોના મોહોરોનું ઇનામ લ્યો ? અરે ! કલાજી ! આગ ઉઠો તારી સોના મોહોરોમાં. તારા કસુંબામાં લાય લાગો ? શું ! મેં સોના મોહોરો નથી જોઇકે તારી સોના મોહોરો ગ્રહણ કરૂં તારા ઇનામમાં હું લલચાવાની નથી. તમારાં હજાર કામ હોય તો પડયાં મુકો ? કસુંબામાંજ આખું રજપુતાણું ગુમાવ્યું છે. કસુંબા-યેજ રજપુતોને પરાધીન બનાવી દીધો. રૂપ શૌર્યહીણ અશક્ત

થયા છતાં પણ હજી રજપુતો કસુંબો છોડતા નથી અને તેમાંજ પોતાનો કીમતી વખત ગુમાવે છે મોગલ બાદશાહી રાજ્ય થયું. તે તમારા કસુંબાના પ્રતાપથીજ થયું છે કલાજી ! તારૂં ડાચું ! અને તારો કસુંબો બંને બાળ? તું સોના મોહોરો આપી મને ફસાવતો નથી પણ તારા રજપુતાણાના ધર્મને કલંકીત કરે છે. મેં મારી બાઇના પ્રતાપે ઘણી સોના મોહોરો જોઈ છે. તારી સોના મોહોરોમાં લલચાય તે બીજી દાશીયો આ રંભા કદી રાજી થવાની નથી. કલાજી! ભટીયાણી કાંઇ " ભુકરવો પાણો નથી " કે તું પોચું ભાળી હજમ કર. જે ભટીયાણીયે ઔરંગજેબ બાદશાહની છબીને પાટુ મારી છે. એવી રજપુતાણી ધર્મમાં મગરૂબ રહેલી ભટયાણી પ્રાણુંગત થતાં સુધી પોતાની પ્રતિજ્ઞા છોડવાના નથી. માટે આડાં અવળાં બાનાં છોડી ચાલો. આગળ થાઓ. તમે શું ધાર્યુ છે ? લગ્નનો સમય હવે છ કલાક બાકી રહ્યા છે છતાં હજી બાઇને મળતા નથી તેનું શું કારણ છે. શું ? કાંઈ દગો તો કરવાનો નથી કે જો તેમ હોય તો આગળથીજ કહો કે બાઈ બાઇનું સુજતું કરે. અબળાનો ઉપાય આપઘાતનોજ હોય !

કલાજી! ભટી. મહારાજાની અને તમારા જોધપુર મહારાજાની આબરૂ આબાદ રાખી. જેવો ઠામચીયો ( શણગાર ) સણુગારી બેઠા છો. તેવાજ જલદી ઉભા થાઓ અને મારી સાથે ચાલો. હું તમારી સોના મોહોરો તો શું ? પરંતુ આખું જોધપુરનું રાજ આપો તો પણ તમને છોડવાના નથી દરબારી ખાટીયાં ચાટનારી ખવાસણો જુદીજ હોય છે હું તેવી ખવાસણ નથી માટે નકામો વખત ગુમાવવોજ નહીં ઉજળું મોઢું રાખવું હોય સમશેર સજ્જ કરી ઉઠો. રજપુતોનું પરાક્રમ બતાવવા મેદાન પડો.

આંહી. કાંઇ ખીચડાં ખાવા આવ્યા નથી. તમારા જોધપુરના ર-જપુતાણાનો રંગ રાખવા આવ્યા છે.

કલાજી રંભાના "**પાવૈયાને પણ શૌર્ય ચડે**" તેવાં વાક્યો સાંભળી જવા વિન્યા છુટકો નથા એમ ધારી ઝડપ ઉભો થયો. કલોજી રંભાના વચનરૂપી બાણો હૃદયમાં ઝીલી શકયો નહીં જેથી રંભાસાથે ઉઠીને ચાલતો થયો. આગળ રંભા પાછળ કલોજી એ પ્રમાણે ચાલતાં ચાલતાં બંનેજણા રાજબાળાની મહેલાતમાં આવ્યાં. ભટીયાણી ચક નંખાવી બારણા ઉપર બેઠી. કલાજીને ઓશરીમાં માન આપી બેસાર્યો. પડદામાં રહેલ ભટીયાણીને ક-લાજીએ તરવાર નમાવી એટલે અંદર રહેલ ભટીયાણી પોતાના ભાઇ કલાજીને નહી જોવાથી પોતે બોલી તમે કોણ ? જવાબ આપ્યો હું કલોજી છું. વારૂ! મારૂં સગપણ કરનાર શમીયાણાનો બહાદુર કલોજી કયાં છે કે તમે આવ્યા? શું તે મરી તો નથી ગયો કે? બાઇ સાહેબ! ક્ષમા કરો! અમારા માહારાજા જેને હુકમ કરી મોકલે તે આવે. મને હુકમ મળવાથી હું ખાંડામાં આવ્યો છું.

ઠીક! ત્યારે મોટા કલોજી કયાં છે? તે ખાંડામાં આવ્યો છે કે કેમ ? બાઇ! જોધપુર માહારાજાએ કલાજીને હદપાર કરેલો છે, જેથી તેમના ગામ સમીયાણામાં તે રહે છે, તેમને જોધપુર માં આવવાની મના થઇ છે.

હેં ? હેં ? હેં ? કલાજીને તમારા માહારાજાયે હદપાર ક-રેલ છે? શા માટે હદપાર કરેલ છે? એવો તેણે શું ગુનોહ કર્યો કે તે હદપાર થયો છે? ખરૂં કારણ કહો ? નહીં તો હું ભટીયાણી

જુદી તરેહની રગ છું. આ તારી સમશેરથી જ તારૂં ધડમાથું જુદું કરી નાંખીશ માટે સાચી વાત બોલ ?

બાઇશ્રી હું સાચુંજ બોલીશ જુઠું બોલવા મારે કાંઇ જરૂર નથી. આપનો સબંધ કલોજી કરી ગયા પણ નવરોજે ન જવાની તમારી પ્રતિજ્ઞા કાયમ રાખવાની વાત અમારા મહારાજાને રૂચી નહીં. શાથી કે આજકાલ ઔરંગજેબ જેવા પ્રતાપી બાદશાહનું જોર હીંદમાં દીન દીન પ્રત્યે અધીક પ્રબળતા પામતું જાય છે. તેથી નવરોજા નીમીતે લડાઇ કરી હજારો રજપુતોના પ્રાણ ગુમાવવા અને આખર જોધપુરનું રાજ્ય પણ ગુમાવવું. એ અમારા મહારાજાને યોગ્ય લાગ્યું નહીં આજે રજપુત ધર્મ કયાં રહ્યો છે, ધરેધરે માટીના ચુલા જેવું થઇ પડયું છે તો પછી જોધપુર માહારાજાને ખોટો ગર્વ રાખવા શી જરૂર છે, નાહક કલાજીયે સુતું સાલ જગાડયું કલાજીને આ બાબતમાં અમારા માહારાજાયે પોતાનો કટો દુશ્મન ગણ્યો જેવો તે તમારી સાથે સગપણ કરીને આવ્યો અને નવરોજાના કરારની તેણે વાત કરી કે તુરત તેને હદપાર કરયો છે જોધપુરની હદમાં રહેવાનો તેને હુકમ નથી જેથી પોતાના ગામ સમીયાણામાં રહે છે.

ભટીયાણી દીલગીર થઇ વિચારમાં પડી વારૂ ! ત્યારે તમે મારી પ્રતીજ્ઞા પાળશો કે કેમ ! ના, બાઇ, ના ! અમો પ્રતીજ્ઞા પાળવાના નથી તેમ બાદશાહ સામે દાટેલું વેર ઉખાડવાના પણ નથી.

ધીક્કાર ! ધીક્કાર ! ધીક્કાર ! શું મને નવરોજે તમારા સ્વહસ્તે જ જવા દેવાના ? ધીક્કાર પાપીયો. તમને ? જા ! સુરહીણુ સરદારજા ! તારૂં મોઢું હું જોવા માગતી નથી. તું અહીંથી જલદી ચાલ્યો જા. કાયરોનું કાળું મોઢું જોવું એ મારો ધર્મ નથી

જાઓ ! ઔરંગશાહ બાદશાહના ફોટાને પાટુ મારનાર સુરવીર ભટીયાણીની મહેલાતની ઓસરીમાં તારા જેવા બાયલાને બેસવાની જગ્યા નથી. જા! તારૂં મુખ દુર કર ? રંભા એને મહેલાત બહાર મુકી આવ.

---

## પ્રકરણ ૯ મું.

### વસંતપંચમીના લગ્નનો દીવસ અટકાવી શુરવીર કલાજીને લખેલો પત્ર.

ભટીયાણીના હ્રદયમાં જે ઉર્મી અદ્યાપી સુધી અવારનવાર વિચારમાં રમી રહી હતી. તે બધી ઉર્મીયો અચાનક નાના કલાજીની મુલાકાતથી હ્રદયમાં સમી ગઇ હવે શું કરવું પરણવું કે કુંવારા રહેવું એ વિચાર વમળમાં જોધપુર મહારાજાની વામાંગી ભટીયાણી હું બની ચૂકી જેના શોકસાગરમાં તળે ઉપર થવા લાગી. છેવટ પીતાજીને મળી સર્વ હકીકત નીવેદન કરવા માતપીતા પાસે ચાલી જ્યાં માતપીતા બેઠાં હતાં ત્યાં આવી માત પીતાને સર્વ હકીકત નીવેદન કરી બોલી પીતાજી ? આજે હવે તમારી લાડવાઇ પુત્રીનો છેલ્લો દીવસ છે જોધપુરના કાયર પાંચસો હીજડા રજપુતો મને બાદશાહી લશ્કરને નવરોજા માટે સોંપી દેવાના છે સગપણ કરનાર સુ વીર કલોજી નિર્દોષ છતાં મારા સગપણ નીમીત હદપાર થયો છે. આ આવેલ ઠગારો કલોજી તદન કાયરપણું બતાવી વગર લડે મને બાદશાહી લશ્કરને સોંપી દેવાનો છે શું ! હું યવનના મ્યાનામાં બેશી દીલ્લી જઇશ ? ના, ના, તેમ કદી થવાનું નથી. સુરી ભટીયાણી કહોતો શમશેર

લઈ જઇને યુધ્ધ કરૂં અને હરામી રજપુતોના પ્રાણ હરૂં. અને આજ્ઞા હોય તો હું પોતે વીસ ખાઇનેજ મરૂં. હું જીવતાં કદી યવનના સહવાસમાં જવાની નથી. કહેવત છે કે.

## દોહરો.

સીંહ મુછ ભોરીંગ મણી, કૃપણ ધન સતી નાર;
જીવતાં પર હસ્તે ચડે, તો તેને ધીક્કાર.

પીતાજી, સીંહની મુછ સરપના માથાનો મણી લોભી માણસની લક્ષ્મી અને સતી સ્ત્રી જીવતાં સુધી પારકા હાથમાં કદી જાયજ નહીં. મને આજ્ઞા આપો તેમ કરૂં હું એકલું મરૂં તે કરતાં સો પાંચસોને સાથે લઈ મરૂં તો શું ખોટું ! હું હવે જીવવાની નથી આ છેવટની આપની આજ્ઞા લેવા આવી છું. માત પીતા આપનો દોષ પણ હવે હું ગણતી નથી દોષ મારા નસીબનોજ ગણુંછું. સતી રાણીયોનાં સતીત્વ હવે રહે તેવું આ મોગલબાદશાહીમાં હું ભાળતી નથી ભવિષ્યમાં કોઇ રામ રાજ્ય એવું આવે કે જે હીંદુ અને મુસલમાનને સમાન રાખે તોજ સતી રાણીયો સતીત્વને સાચવી શકે ઇશ્વર એવું રાજ્ય હીંદુયોના હીત માટે ભવિષ્યમાં અન્ય દેશના નૃપતીને આપશે અને તે નૃપતી મોગલબાદશાહી તોડશે એમ હું ભવિષ્ય કથન કહું છું. સતીયોના વચન કદી અસત્ય ઠરતાં નથી એ ચોકસ માનજો.

આજે લગનનો દીવસ છે છ કલાક બાકી રહ્યા છે. દીવસ આથમે મારે ખાંડા સાથે ફેરા ફરવા નથી, હું ફેરા ફરૂં તો પરણી ગણાઉ તો નવરોજામાં જવું પડે માટે તેમ કરવા મારી ખુશી નથી બહેતર છે કે વીષ ખાઇ મરવું એ મને વધારે વહાલું

છે આપ હવે જલદી આજ્ઞા આપો છેલ્લી વખત તમારી પુત્રી તમને મુખા કૃતીનાં દર્શન આપવા આવી છે,

બેટા ભટીયાણી ! શાન્ત થા ! અમારા જીવતાં તારે મરવાનું નથી તારે માટે અદ્યાપી પર્યંત અમારાથી જેટલું સહન થાય તેટલું અમે સહન કર્યું છે. તને મરવાની આજ્ઞા આપવી તું મર એમ અમારી જીભથી બેટા ! ! કેમ કહી શકાય ! જો જોધપુર રજપુતો હીજડાજ થઈ બેસી રહેવાના હશે તો હું પોતે તારો ધર્મ સાચવવા મેદાનમાં પડીશ મારૂં લશ્કર તૈયાર રાખ્યું છે અમો તમામ રણસંગ્રામમાં મરીયે બાદ તું વીષપાન કરજે બેટા તારે કાંઈ પણ ગભરાવું નહીં તારે માટે મારૂં નામ ઇતીહાસમાં ભાટચારણની ગાથામાં અમર થશે. તારા જેવી પુત્રીયો શું ખોટી અમારાં ધન્યભાગ્ય કે તારી પ્રતીજ્ઞા દ્રઢ કરી છે. ઇશ્વર સત્યનોજ બેલી છે. એ ખચીત જાણજે તો પણ મારી એક સલાહ તું માન્ય કર. આજે લગ્નનો દીવસ હું અટકાવું છું. તું શમીયાણે સાંઢણી સવાર મોકલી કલાજીને કાગળ લખ. જોઇયે તે શું જવાબ આપે છે તે શુરો છે. સુરાતનના આવેશમાં તે મહાનકાર્ય કરશે. માટે તેને પત્ર લખ હું બે દીવસ લગ્ન પાછાં ખસેડું છું. બે દીવસનું જો કે મને ખર્ચ વધારે લાગશે તો પણ ખેર ! જ્યાં મરણ ઉપરજ હું અને તું. તથા તારી માતુ આવ્યાં છીયે તો પછી બે દીવસના ખર્ચની શું વીસાત છે. ગભરાઇશ નહીં જલદી કાગળ લખ હું સાંઢણી સવાર આપું છું. તે તાત્કાલીક ચોવીશ કલાકમાં શમીયાણે જશે. એ બહાદુર કલાજીને આ લગ્નની ખબર નહીંજ પડી હોય નહીં તો તે ખચીત અહીં આવ્યા વિના રહત નહીં એમ કહી દીકરીને ધીરજ આપી કા·

ગળ લખવા મોકલી પોતે અને રાણી આખર સુધી દીકરીના સતીત્વની પ્રતીજ્ઞાનું રક્ષણ કરવા આગ્રહી થયાં પોતે કચેરીમાં આવ્યા અને પોતાના પ્રધાનને સરવ હકીકતનીવેદન કરી શાણા પ્રધાને પણ તેજ સંમંતી આપી ગુપ્ત રીતે પોતાનું લશ્કર સજ રહેવા હુકમ કર્યો. અને પ્રધાને જોધપુરના ઉતારે તેમ આવેલા બાદશાહી લશ્કરમાં કહેવડાવ્યું કે આજે ભટીયાણીની તબીયત સારી નથી માટે આઠમના રોજ લગ્ન થશે બે દીવસમાં તબીયત સુધરી જશે. આ વાત આખા શહેરમાં ફેલાઈ ગઈ જાનમહમદે જાણ્યું કે બે દીવસ કલ ચલ્યા જાયગા. લેકીન ભટીયાણીકો તો આઠમકા રોજ પરણના પડેગાજ. કયોં કે જેસલમીર કે રાજા કેતના દીન મલીદા ખીલાયગા આજકા દીન અટકે ઉસમે કયા હરકતહેં.

પીતાજીની આજ્ઞા મળતાં ખુશી થતી ભટીયાણી પોતાની મહેલાતમાં આવી અને સ્વહસ્તે કેસરીયા રંગની સાહીથી ચાનક ચડે તેવા શબ્દોમાં કલાજીપર પત્ર લખવા બેઠી પા કલાક પત્ર લખતાં થયો સીહણરૂપમાં કટાક્ષ શબ્દો વાપરી કલાજીને પત્રદ્વારા ઉશ્કેર્યો. પત્ર બીડયો ઉપર પોતાનો મોર શીક્કો કર્યો. દરમીયાન સાંઢણીસ્વાર ચડી સ્વારીયે રાજમહેલાતના ચોકમાં આવી ઉભો રહ્યો કે ભટીયાણીયે તેને સમીપ બોલાવી કાગળ હાથોહાથ આપી કહ્યું કે ભાઈ! કલાજીને તું હાથોહાથ કાગળ આપજે અને મોઢેથી પણ કહેજે કે જો તું નહીં આવ અગર આવવામાં ઢીલ કરીશ તો ભટીયાણી પોતાનો પ્રાણ ત્યાગ કરશે અને તને સ્ત્રી હત્યા આપશે માટે યોગ્ય લાગે તેમ કરજે તારા કુળનો ધર્મ હોય તેમ વરતજે આ છેલો આખર વખતનો કાગળ

છે. કદી તું હાજર ન થવાનો હું તો તારો જેવો હોય તેવો તાત્કાળીક જવાબ આપજે કે હું મારૂં ફાવતું કરૂં.

બહેન ભટીયાણી હું કલાજીને સરવ હકીકતથી વાકેફ કરીશ અને આ મારી સાંઢણીપર બેસારીનેજ અહીં લાવીશ એમ કહી કાગળ લઈ સ્વાર સમોયાણે કલાજી પાસે ગયો અને પવન વેગે ચોવીસ કલાકમાં સમીયાણા પહોંચ્યો આ વખતે કલોજી પોતાના સો પચાસ રજપુતો વચે કસુંબો પીતો હતો ત્યાં સ્વારે કાગળ જઇ આપ્યો કાગળ વાંચવા માંડયો.

---

## પ્રકરણ ૧૦ મું.

## ભટીયાણીનો કલાજી ઉપરનો પત્ર અને કલાજીએ તેનો આપેલો જવાબ.

વહાલા ! વચનઘાતી કલાજી બંધુ !!

લી. તારા નીમીતે સોક સાગરમાં ડુબેલી પરમાત્માની હજુર જવા તૈયાર થઇ બેલેલી ભટીયાણીની આશીષ.

પત્ર માટે યોગ્ય લાગે તેમ માનજે યોગ્ય લાગે તેમ વાંચજે તે તારી મુનસફી ઉપર રાખું છું. લખી ચુકવું એ મારો ધર્મ માનું છું. ધ્યાન દેવું ન દેવું તે તારી મરજી આ પત્ર તને લખવાનું કારણ તું પોતેજ છું. હું મારા પીતાને ત્યાં મારા વચનની પ્રતીજ્ઞા પાળી કુંવારાં જીંદગી ગાળવાનું ઉત્તમ માની પ્રાણી ગ્રહણ નહી કરવા દ્રઢ નીશ્ચય માની બેઠી હતી જ્યાં તારૂં આવવું થયું અને તારા માહારાજાનો સબંધ મારી સાથે કરવા તેંજ

તારી કપટ ચતુરાઇ અને દગો ફટકો શરૂ કર્યો આ નીચ કૃત્યથી તેં ખરેખર તારા નામને તારા વડીલોના નામને તેમજ આખા રજપુતોના નામને કલંકીત કર્યું છે. તેં તારા સ્વાર્થને ખાતર જે કે હું સુદ્ધ રાજબાળા રજપુતાણીના ખરા ધર્મને જાણનારીને તેં ફરેબ આપી મારૂં વચન લઇ મને ભોળવી. મારા પીતાશ્રીને વિશ્વાસમાં નાંખી મને કુવામાં ઉતાર્યા જેવું કરી એટલે મારો સબંધ કરી, મને ચુંદડી ઓઢાડી સાકર વહેંચી ચાલતો થયો, કલાજી ! તારૂં કાળું મોહું સંતાડી તું સમીયાણામાં સંતાઇ બેઠો ! અહીં તારી ધર્મ ભગીની ભટીયાણીની શી ગતી થતી હશે. તેનો તેં કાંઈ પણ ખ્યાલ કર્યો નહીં ધીક્કાર ! પાપી ! કલાજી ! તને ધીક્કાર છે. તારા માલેકને વહાલો થવા તેની પ્રીતી સંપાદન કરવાજ તેં આ વિશ્વાસ ઘાતી કૃત્ય આદર્યું છે. પણ યાદ રાખજે કે.

**विश्वासे प्रतिबंधानांम्, जानरो विश्वास घातीका;**
**ता नरो नरके सो यांती, यावत् चंद्रौ दिवाकरः ॥**

વિશ્વાસઘાતી માણસ સૂર્ય ચંદ્ર પૃથ્વી ઉપર રહે ત્યાં સુધી નર્કનો અધિકારી છે' તેં છેવટની અણી સુદ્ધી પણ મારી સાથે વિશ્વાસ આપ્યો અને છેવટે ઘાતકી થયો.

આજે મારા લગ્ન છે જોધપુરથી નાનો કલોજી ! ખાંડું લઇને આવ્યો છે. સાથે પાંચસો રજપુતો લાવ્યો છે. તેમજ દીલ્લીથી ઔરંગઝેબ બાદશાહનું એક લાખ પઠાણોનું લશ્કર લઇ જાનમહમદ નામે સરદાર આવ્યો છે, હું હીમતમાં રહી શાથી કે તારા વચન ઉપર મને ભરોસો હતો, કે કલોજી મરણ પર્યંત

મારૂં રક્ષણ કરશે લાખો પઠાણો સામે સુરો કલોજી લડશે આ મારી હીમત આજે નષ્ટ થઇ છે મેં તારી તપાસ કરવા મારી વહાલી રંભા નામની દાસીને ખાંડામાં મોકલી તો નાનો કલોજી મારી પાસે આવ્યો મેં તેને ધમકાવ્યો ત્યારે તે સત્ય હકીકત બોલ્યો કે મોટા કલાજીને તો મહારાજાયે, સબંધની બાબતના લીધેજ હદપાર કરેલ છે, વળી તે બોલ્યો કે મારા જોધાણનાથનો મને એવો હુકમ છે કે અમારે બાદશાહ સામે લડાઇ કરવી નથી અમારે તો ખુશીથી નવરોજે ભટીયાણીને મોકલવી છે બોલ! હવે મારે શું કરવું મરવું કે બીજું કાંઈ! મારા પીતાશ્રીની શું ગતી થશે, તેઓ પણ પોતાના મુંઠીભર લશ્કરથી મરવા તૈયાર થયા છે, આ પ્રમાણે મારી અને મારા પીતાશ્રીની ગતી થઇ છે. પરંતુ સમજુ પીતાશ્રીયે મને સલાહ આપી છે કે સુરવીર કલાજીનો અદ્યાપી પર્યંત કાંઈ પણ દોશ નથી. માટે ત્રણ દીવસ લગ્ન પાછા ઠેલી વસંતપંચમીને બદલે આઠમના લગ્ન રાખી તમને કાગળ લખવા પીતાશ્રીની સલાહ મળતાં આ સ્વારને કાગળ લખી મોકલ્યો છે, હવે જો તું સત્ય વચની, સાચો રજપુત હું તો તુરત ઉભો થઇ મારી વહારે આવજે ત્રણ દીવસની મુદત છે માટે જલદી આવજે જો ન આવવું હોય તો તેવો કાગળ લખકે હું આ ફાની દુનીયાનો ત્યાગ કરી સ્વર્ગમાં તને સ્ત્રી હત્યા આપી સીધાવી જાઉં. કારણ કે ગૌ બ્રાહ્મણ બાળક અને સ્ત્રીયોનું રક્ષણ કરવા હવે રજપુતોમાં આ સમયમાં શૌર્ય રહ્યું નથી. ફકત હવે છેવટનો જવાબ આપકે વહેલો આવ જો તું પત્ર વાંચી બેશી રહીશ તો તુંજ વિશ્વાસઘાતી છું એમ હું ખાતરીથી માનીશ.

વીર! કલાજી! જો તું આ વખત મને નહી બચાવે તો

પછી એમજ માનજે કે હવે રજપુતના વચન ઉપર કોઇ રાજ-બાળા ભરોંસો રાખશે નહીં. જો તારે તારા પોતાનાજ નહીં પણ આખા રજપુતાણાના નામપર પાણી ફેરવવું હોય અને રજપુતાણું ડુબાવવું હોય તો મારી વહારે આવીશ માં. સાચો સુરવીર કલોજી થવા માગતો હું તો વહેલો રક્ષણ કરજે. સમય ઘણોજ ટુકો છે છેવટમાં એજ કહું છું કે તારી ઇચ્છાનુંસાર કર.

**લી૦ તારી ધર્મભગ્ની ભટીયાણી.**

ઉપર મુજબ પત્ર વાંચતાં સુરા કલાજીનાં રૂવાડાં ઉભાં થયાં રગે રગે રજપુતનું લોહી ગરમ થઇ ધડકવા લાગ્યુ, કાગળનાં કટાક્ષ વચનો વાંચતાં ઝડપ લઇને ઉભો થયો, અહા!! શું આફત! કેવી ભટીયાણીની અને તેના પીતાની કમ દશા ! મહારાજાને તેના નીચ સરદારોએ શું બુદ્ધિ સુઝાડી કેવું નીંદ કર્મ આદર્યું. આમાં ભટીયાણીનો કાંઇ પણ દોષ નથી તે બીચારી અંતરના આખરના ઉદગારો કાઢેજ તે બિચારીએ મારા વચનપરજ વિશ્વાસ રાખી સગપણ કર્યું, જેથી તેનો દોષ તો કાંઇજ નથી જે દોષ ગણું તે મારો પોતાનો દોષ છે. બાકી જોધપુર મહારાજાનો પણ દોશ નથી રાજા હમેશાં કાનનાં કાચાજ હોય છે, તેઓને તો જે દોરપર તેના પાસવાનો નચાવે તે દોર પરજ બજાણીયાની માફક નાચે છે, રાજાઓનીવૃતી વેલરૂપી છે, તો તે વૃતીરૂપીવેલ ગમે તેવા ઝાડપર ચડાવે ત્યાં તે સ્વભાવીક ચડી જાય છે વેલનો ધર્મ છે કે સારૂં નરતું ઝાડ તે જોતી નથી, તેનામાં તો ચડવાનોજ ગુણ છે માટે વેલનું રક્ષણ કરવું અથવા યોગ્ય ઝાડપર ચડવા દેવી તે માળીનો ધર્મ છે તેમ રાજાને હ-

લકી સોબતમાં અથવા પાસવાનના સહવાસમાં રહેવા દેવો. એ તેના દીવાન રૂપી માળીનું કામ છે, તો પછી જોધપુર મહારાજા તે ગુણને અંગીકાર કરી નીચ રજપુત ધર્મને ન જાણનાર પાસવાનોના પટાવતોના સહવાસમાં તેવી બુદ્ધિ કરે તેમાં મારે માહારાજાનો દોષ કાઢવાનો નથી ભાવી હોય તેમ બને જાયછે, માટે હવે જે દોષ કાઢવો તે મારો પોતાનોજ છે, પરંતુ હું કલોજી વચન ભ્રષ્ટ થાઉં, તો પછી દુનીયામાં મારૂં જીવતર નીરર્થકજ મારા વડીલો નર્કનાજ અધીકારી થાય જો હું પહેલેથીજ આવું. ધારતો હોતતો આ નીર્દોષ ભટીયાણીને આવા ફાંસામાં ઉતારત નહીં. અને આજે મારે આ તેનાં વચનો સાંભળવા નજ પડત પણ ભાવીકાળ આગળ કોઇનું બળ જોર ચાલતું નથી, થનારી વાત તે મીથ્યા થવાની નથી હું એકીલો ઔરંગજેબ બાદશાહ સામે ટક્કર ઝીલવા શકિતમાન નથી. પરંતુ મારે હવે મરણ પર્યંત ભટીયાણીની આબરૂ સાચવવી હું મરી ગયા પછી તેનું ગમે તેમ થાય? શરમ ! શરમ ! શરમ ! રાઠોડોને કે આવું વિશ્વાસઘાતી કર્મ કર્યું. પતિવ્રતપણામાં પરાયણ થયેલી નેકીટેકી ધીરવીર, ભટીયાણીની આ ગતી ! આહા!! બિચારી બાળા ઉપર શું જુલમ ! હર ! હર ! હવે મારે શું કરવું. અહીં મરવું કે ત્યાં જઇ મરવું, અહીં મરવાથી શો લાભ છે, આત્મઘાતી કહેવાઇશ ! માટે ભટીયાણીને બચાવવા બહાર પડવું અને મેદાનમાં મરવું એમાંજ કલાજીની કીર્તી છે. પણ હવે કેવી રીતે બહાદુરી કરીી અને ભટીયાણીને નવરોજામાં જતાં અટકાવવી હે ! પરમાત્મા ! મારૂં વિચારરૂપી વહાણ અંતઃકરણરૂપી ઉદ્ધમાં ઉધાં ચતાં હલેસા ખાવા લાગ્યું છે. હે !! પરમાત્મા મને કાંઇ પણ

રસ્તો સુઝાડ કે આ પાપીએ વગર વિચારે એક વચની ભટીયાણીને તેની પ્રતિજ્ઞા ભંગ કરાવી મહાન મુસીબતમાં લાવી મુકેલ છે. હે ! ઇશ્વર. એવી યુક્તિ જલદી બતાવ કે જે યુકિતવડે ભટીયાણીના વચનનું હું રક્ષણ કરી શકું તેને નવરોજામાં જતી અટકાવી શકું અને તે સાથે મારી કીર્તિને અમ્મર કરી શકું. એવી મને કાંઈ યુકિત બતાવ કે હું તારો ઉપકાર માનું આવી રીતે પાંચ દશ મીનીટ વિચાર કરી તુરત રસ્તો શોધી ભટીયાણીપર પત્ર લખવા માંડ્યો.

**" ધર્મભગ્નો ( બહેન ) ભટીયણી ! "**

આપના પત્રનાં દર્શન થયાં વાંચી હર્ષ અને ખેદ બંને ઉત્પન્ન થાય છે. બહેન ! ભાવી આગળ કોઇનું જોર ચાલતું નથી. વિશીષ્ઠ ગુરૂયે ભરત મહારાજાને કહ્યું છે કે—

**સુન હુ ભરૃત ભાવી પ્રબલ, બીલખી કહે મુનીનાથ;**
**હાની લાભ જીવન મરન, જશ અપજશ વીધી હાથ.**

માટે બહેન ! ભટીયાણી કાંઇ અફસોસ ! કરવા જેવું નથી. તું સુદ્ધ રજપુતાણી રાજબાળા છે. આ દેહ ક્ષણભંગુર છે. જેમાં મનુષ્યનું જીવન સદકીર્તી પ્રાપ્ત કરી અમર નામના કરવી એજ છે. બહેન ! તારા સ્વધર્મ રક્ષક બંધુ કલાજીનો કાંઇ દોષ નથી જે દોષ છે. તે તારા અને મારા પ્રારબ્ધનોજ છે તું તારી પ્રતીજ્ઞામાં દ્રઢ રહે જે. જેઓનો દ્રઢ નીશ્ચય છે. તેઓ પરીણામે ધારેલ કાર્યમાં ફતેહજ પામે છે. પ્રહલાદના દ્રઢ નીશ્ચયથી થંભ ફાટી અંદરથી નરસીંહ રૂપ નીકળ્યું. અને હરણાકંશનો વધ થયો ભકત પ્રહ-

લાદની લાજ રહી. તેમ વહાલી ભગ્ની ભટીયાણી તારો અને મારો દ્રઢ નીશ્ચય ઇશ્વર ઉપર રાખવો કે જેથી જગતનીયંતા તારી અને મારી બંનેની લાજ રાખશે સમય મહાન બારીક આવી પડયો છે. પરંતુ હું તો સારોજ માનુંછું હવે મનને કોઇ રીતે ઢચુપચુ કરવુંજ નહીં બહેન !! તારે આત્મઘાત કરવાની જરૂર નથી. હું કસોજી ! પ્રાણ જતાં સુધી તારૂં રક્ષણ કરીશ તને નવરોજામાં જતી અટકાવીશ મારો જીવાત્મા પરલોક ગયા પછી તારી ઈચ્છામાં આવે તેમ કરજે તને આપેલ વચન પાળવું એ મારી ફરજ છે. અને તે ફરજ અદા કરવા હું મારી તૈયારી કરૂં છું. તુ નચીંત રહી, પાણી ગ્રહણ ખાંડા સાથે કરજે એ મારી તને છેવટની સલાહ છે. હું પાપી નથી ? વિશ્વાસઘાતી નથી. દગાખોર નથી હું મારા વચનને માટે મરવા તૈયાર છું. મેં પ્રથમથી આવું ધાર્યું નહોતું મને મારા જોધાણ નાથનો સંપુર્ણ ભરોંસો હતો. તેમણે મને વચન આપી સગપણ કરવા મોકલ્યો ત્યારેજ હું તારી પાસે આવ્યો. તારી દુર્ઘટ પ્રતિજ્ઞા કબુલ કરી તમારો સબંધ મારા માહારાજા વેરે કર્યો એ વખતની મારી ઉમેદ બધી નાશ પામી. હું જેસલમીરથી નીકળી જોધપુર આવ્યો અને સબંધની વાત કરતાં મહારાજા હર્ષીત થયા પણ તે તેમનો હર્ષ હૃદયમાં પાંચ મીનીટ પણ રહ્યો નહીં. દરમીયાન વિઘ્નસંતોષી; કાયરબુદ્ધીના, શૌર્યહીણ પ્રાણવાલો ગણનાર કેટલાક રજપુત પટાવતોને મારી વાત ગમી નહીં. કારણ કે તેઓને હજી વધારે વરસ આ દુનીયામાં જીવવાની ઉમેદ હતી. તમારા લગ્નમાં યુદ્ધ થતાં તેઓને મરવું પડે માટે તેવા દુષ્ટોએ મહારાજાને ભંભેર્યા. કાયર બુદ્ધીના મા-

હારાજાએ તે વાત માન્ય કરી અને મને પોતાનો જબરો દુશ્મન ગણી મારો ધીક્કાર કર્યો. મને તુરત હદપાર કરેલ છે. બહેન? ત્યારનો હું મારા સમીયાણામાં રહુંછું. આ બધો બનાવ ભાવીની ઇચ્છા ઉપરજ બન્યો છે. માટે હું તેમનો પણ દોષ કાઢનો નથી " **વિનાશકાળે વિપરીત બુદ્ધી** " એ મુજબ જોધાણનાથે દુર્બળ સલાહકારોની સલાહ માની કર્યું છે. માટે બહેન! મારા પર ગુસ્સો કરીશ માં. તારા પ્રત્યે મારૂં આપેલું વચન પાળવા હું તૈયારછું. ઔરંગજેબ જેવા બાદશાહના લાખો માણસના લશ્કર સામે યુદ્ધ કરવાથી હું કદી જીતી શકવાનો નથી. અમારો રજપુતોનો ધર્મ છે કે " શામ. દામ, ભેદ, ને દંડથી દુશ્મનને છળવો. છેતરીને પણ પોતાનો વિજય કરવો. એમાં કાંઇ દોષ નથી. એમ રાજરીતીનાં વાકયો છે. તે વાકયોનો અમલ હું આ સમયે કરીશ. અને તને નવરોજામાં જતી અટકાવીશ. ત્યારેજ તારો કનીષ્ટ બંધુ હું કલોજી ખરો! એમ તું નીશ્ચય સમજજે આ સબંધમાં બહેન! તમોને એક વખત વચન આપી ચુકયો છું હવે ફરી લખીતવાર વચન આપવા જરૂર નથી આ પત્ર એજ વચન છે. હું દાવપેચથી દુશ્મન સામે રમી તારો બચાવ કરી મારૂં આપેલું વચન પાળીશ અને તને બતાવી આપી શકું કલાજી જેવા એક વચની રજપુતો થોડીજ જણેતાઓ જણતી હશે.

હું ધારૂં છું કે ખાંડુ લઈ જેસલમીર આવેલો નાનો કલોજી રજપુતાણાની તેમજ જોધપુરની આબરૂપર પાણી ફેરવવાનો છે. તે વગર લડે તમને બાદશાહી લશ્કરને નવરોજામાં જવા સોંપી દેશે પણ તેથી તમારે ગભરાવું નહીં તમારે ખુશીથી ખાંડા સાથે

ફેરા ફરી પીતાશ્રીપર ઘેરાયેલ વીપત્તિના વાદળને વીખેરી નાંખવું તમારે મૌન્યતા ધારણ કરી જોયા કરવું પણ ફેરા ફરી જેસલમીર છોડવું તેમાંજ તમારૂં ડહાપણ અને વડાઈ છે તમો સમજુ છો. મને ચેતાવ્યો તે સારૂં કર્યું છે. નહીં તો બહેન! હું અજાણ્યોજ રહત અને મારા વચન ભ્રષ્ટ થયાનો મને પસ્તાવો થાત. ચેતાવ્યો તે સારૂં કર્યું. આપને છેવટ કહ્યું છે કે આપ લગ્નના દીવસમાં ફેરફાર કરશોમાં તેમ તમારા પીતાશ્રીને પણ ધીરજ આપી કહેશો કે કોઈ પણ જાતનું તોફાન લડાઈ કરવી નહીં. જોધપુરના રાઠોડો લડવાના નથી તમને તુરત સોંપી દેવાના છે. જો સોપી દે. તો પણ તમો નચીંત રહેજો હું તમને ઔરંગજેબ અને તેની મહેલાતનાં દર્શન કરવા દેવાનો નથી એ ખચીત જાણજો મેં એવી યુક્તિ શોધી કાઢી છે કે જે યુક્તિવડે તમારો હું બચાવ કરી શકીશ. તમને બાદશાહી જાળમાંથી ફસાયેલાં મુક્ત કરીશ. અને તે જાળમાં હું પોતે ફસાઇશ મારે શાર બધું જોખમ વોરીશ મારી યુક્તિ એવી છે કે જેમાં મારે બાદશાહી લશ્કર સાથે યુદ્ધ કરવું નહીંજ પડે મારે જે યુદ્ધ કરવાનું છે તે ખુદ બાદશાહ સાથેજ કરવાનું છે શાથી કે "**માશીઓ મુવો ગોઠડી પરવારી**" એમ કર્યા વિન્યા નવરોજાનો ઓરડર અટકવાનો નથી હું ચોકસ તમારો તો બચાવ કરીશ અને તે સાથે કાયેમનો નવરોજો પણ અટકાવી શકીશ. "**હીમત મરદા તો મદદ ખુદા**" મને મારી હીમતના પ્રભાવે ઇશ્વર સહાયજ થશે.

આ પત્ર આપના પીતાશ્રીને વંચાવી તેમની સમંતી લેજો અને નચીંત રહી તમારાં લગ્ન કરજો તમને નવરોજામાં સોંપે

તો કાયર રજપુતોના ફસ સામું નહીં જોતાં ખુશીથી નવરોજામાં જજો તમો દીલ્લી નહીં પહોંચો તે પેલાં હું તમારો બચાવ કરીશ તમને નીર્ભય સ્થળે પહોંચાડીશ પછી હું મારા સૌર્યનો પ્રભાવ જગત જાહેર કરીશ અને આ દુનીયામાં મારી નામના અને તમારી નામના અમર કરીશ. આ મારૂં છેવટનું વચન છે તે માન્ય કરી જલદી પરણી પીતાશ્રીને બંધનમાંથી મુક્ત કરજો. બહેન ! હવે પરણ્યા વિન્યા છુટકો નથી. જો હું એકજ વીર્યથી અને મારી માતાના સુદ્ધ પયપાનથી ઉછર્યો હઇશ તો કદી તમને નવરોજામાં નહીં જવા દઉં છતાં ભાવી પ્રભાવે બીજીજ કાંઈ નવાજુની થાય તો પછી તમારો ધારેલો ઇરાદો વીષપાન કરવાનો છે તે દીલ્લી પહોંચ્યા પછી કરજો ત્યાં સુધી તમારા બચાવને માટે મારી રાહ જોજો તેમ નહીં કરો અને અપવચ તમારો દેહ ત્યાગ કરશો તો તે પાપનો હું જવાબદાર નથી તમને દીલ્લીના દરવાજે પહોંચતાં પહેલાં હું તમારો બચાવ કરીશ. અને તેને માટે આ પત્ર આપને લખી હું મારૂં સમીયાણું છોડી અત્યારેજ સમીયાણાને છેલ્લી સલામ ભરી ચાલતો થયો છું. હું તમારા દીલ્લીના રસ્તાપર મને યોગ્ય લાગશે તે સ્થળે હાજર થઈ ઉભો રહીશ અને ત્યાં મારી બહાદુરીની યુક્તી રચીશ. અને તે એવી ગુપ્ત ભેદ તરીકે રચીશ કે મારે યુદ્ધ નહીં કરવું પડે અને તમારો બચાવ થઈ શકશે. “ **બ્રહ્મવાકયં જનાર્દન** ” એ મુજબ આ મારાં છેવટનાં વાકય માની આઠમના લગ્ને તમો ખાંડા સાથે ફેરા ફરજો ખાંડાવાળાઓ તમને બાદશાહી લશ્કરને કબજે સોંપે તો ખુશીથી લશ્કરને હવાલે થજો અને દીલ્લી જજો કાંઈ આત્મઘાતનો ઉપાય કરશોમાં ઇશ્વર તમારી અમારી લાજ રાખશે.

તે "**ભગ્યાનો ભેરૂ છે**" તો પછી સત્યતા ખાતર ખચીત તે આપણી સહાયક રહેશે.

**લી. આપનો કનીષ્ટ બંધુ કલોજી.**

ઉપર મુજબ પત્ર લખી તે પત્રપર પોતાની સહી અને કાગળની સત્યતા બતાવવા સારૂ પોતાનો સીક્કો કરી સાંઢણીસ-વારને આપ્યો અને મોઢેથી પણ કહ્યું કે બહેન ભટીયાણીને કહેજે કે કલોજી તમારો બચાવ કરવા સમીયાણું છોડી ચાલી નીકળ્યો છે અને રસ્તામાં હાજર રહેશે તમો ખુશીથી પરણી બાદશાહી લશ્કર સાથે દીલ્લી જજો.

સાંઢણીસવારે કાગળ હાથમાં લીધો અને કલાજીને રામરામ કરી તુરત સાંઢણી જેસલમીર તરફ રવાના કરી. પવનવેગી સાં-ઢણી આખો દીવસ અને આખી રાત્રી ચાલી આઠમની સવારમાં જેસલમીર આવી પહોંચી દીવસ ઉગતાં સાંઢણી સવાર ભટીયાણી ની રાજમહેલાતના ચોકમાં આવી હાજર થયો ભટીયાણી પણ વરસાદની માફક સાંઢણી સવારની રાહ જોઈ બેઠી હતી જેથી સ્વાર આવ્યો કે તુરત જાતે ઉભી થઇ તેના હાથથી કાગળ લીધો સ્વારે પણ કલાજીની નાચારી તેનું સૌર્ય અને હીમતના ભટીયાણી પાસે વખાણ કર્યા કલોજી ! નીર્દોષ છે એમ ભટીયા-ણીની ખાતરી કરી આપી સ્વારને તાત્કાળીક કામ કરી આવેલો જોઈ પોતાના ગળામાં કીમતી હાર હતો તે ખુશાલીમાં આવી બક્ષીસ આપ્યો સ્વાર ખુશી થતો પોતાના ઘર તરફ ગયો. અને ભટીયાણીયે અધીરી બની કાગળ વાંચવા માંડયો. એક વખત વાંચ્યો. બીજી વખત વાંચ્યો અને ત્રીજી વખત પણ વાંચ્યો

વાંચતાં વાંચતાં શરીરનો ચહેરો પ્રફુલીત થવા લાગ્યો શરીરપર છવાયેલી ઉદાશી ખસવા લાગી. અને હીમતમાં આવવા લાગી ત્રણ દીવસથી જેણે અન્નપાણી હરામ કર્યું હતું. તે ભટીયાણી કલાજીનો પત્ર વાંચતાં ઉદાશીત છ આનંદમાં આવી પત્રને ફરી-વાર પણ વાંચ્યો. અને પછી તે પત્ર લઈ લાડકવાઇ ભટીયાણી પોતાના માતા પીતા પાસે આવી અને પત્ર પીતાશ્રીના હાથમાં મુકયો. મહારાજાયે તે પત્ર વાંચ્યો શુરવીર કલાજીનાં વચને વચન ઉપર વિશ્વાસ આવ્યો. રાજ્ય માતાયે પણ પત્ર સાંભળો અને મહારાજા બોલ્યા ? બેટા ભટીયાણી ! ! ઉદાશી છોડી દે. મને પણ અવારનવાર અનેક તરેહના વિચારો થતા હતા. આ કાગળ વાં-ચતાં હવે હર્ષ થાય છે. બહેન ! તારે લગ્ન ખુશીથી કરવાં જો તને જોધપુરના રાઠોડો નવરોજામાં જવા આજ્ઞા કરે તો જવું. તારો બચાવ ખરો રજપુત કલોજી રસ્તામાં કરશે તેનાં વ્યંગ વચનો સાચાં જણાય છે છતાં હું પણ મારૂં લશ્કર તને વળોટા-વવા સારૂ તારી સાથે નહીં પણ તારી પાછળ પાછળ એક મ-જલ વાંસે રહે તેવી રીતે મોકલીશ કલાજીનો ભેટો થશે ! કલોજી કદી યુદ્ધ કરશે તો તે વખત આપણું લશ્કર તેની મદદમાં રહેશે માટે નચીંત રહી આજનો દીવસ જમો રમો તમારી સખીયો સાથે આનંદ કરો હું હવે કચેરીમાં જઇ લગ્નની વધાઈ આપી માંગલીક પ્રસંગનો ઉત્સાહ રચાવું છું.



# પ્રકરણ ૧૧ મું.

## ( ભટીયાણીના લગ્ન અને નવરોજા નીમીત તેનું દીલ્લી તરફ બાદશાહી લસ્કર સાથે રવાના થવું. )

સુજ્ઞ: વાંચક ગણો ! આજનો દીવસ હીંદુસ્તાનમાં રજપુતાણના રીવાજને ઉથલ પાથલ કરનાર છે. પ્રાત:કાળમાં કલાજીનો પત્ર ભટીયાણીએ ભટી મહારાજા પાસે વંચાવ્યો વિગેરે હકીકત દસમાં પ્રકરણમાં આવી ગઈ છે. તેથી આપ માહીતગાર થયા છો. ભટી મહારાજા જનાનામાંથી નીકળી કચેરીમાં આવ્યા. ભટીયાણી પોતાના મહેલમાં ગઈ. સખીઓ સાથે આનંદ કરવા લાગી. મહારાજાએ પ્રધાનને વરધી આપી કે પડો વગડાવી. પ્રજામાં જાહેર કરો. કે ભટીયાણીનાં લગ્ન આજે સાંજના ૮ વાગે ચોકસ થવાના છે. ભટીયાણીની તબીયત સુધરી ગઇ છે. બાદશાહી લસ્કરમાં આવેલ જાનમહમદને પણ ખબર પહોંચાડ કે આજે દીવસ અસ્તે લગ્ન છે. ખાંડુ લઈ આવેલ બાયલા કલાજીને પણ ખબર આપો કે તારૂં કાળું મોઢું કરી લગ્ન સમયે હાજર રહેજે આવી રીતે પ્રધાનને વરધી આપી. શુરવીર કલાજીના આવેલ પત્રની ગુપ્ત હકીકત કહીં. પ્રધાન પણ ખુશી થયો. અને કલાજીને શાબાશી દેવા લાગ્યો. અને મહારાજા પ્રત્યે બોલ્યો. મહારાજા ? રજપુત વિના કદી આ ધરા રહી નથી. તેમ રહેવાના પણ નથી. આપનું પુન્ય આગળ આવશે. આપની અને રાજબાળા ભટીયાણીની પ્રતીજ્ઞા ઈશ્વર પાળશે. છતાં આ અમારા માથા આપની પ્રતીજ્ઞા કાયમ રાખવા સારૂં આપનેજ અર્પણ કરી ચુકયા છીએ. છતાં કલાજીના સંકેત સુધી અમો

રાહ જોઇશું. જો કલોજી પણ કાયર બની કાંચળી પહેરશે. અને આપણને ઠગશે. તો અમો અને લશ્કર અમારા દેહનું બળીદાન આપી. ભટીયાણીને બચાવીશું. તે ખાતે નચીંત રહેવું. **"પાવૈને કદી પાનો ચડતો નથી."** તે મુજબ આવેલા રાઠોડો કદી શુરાતન ધરવાના નથી. માટે તેમની આશા રાખવી એ ફોકટ છે. **સત્યનો બેલી હમેશાં ઇશ્વર થાય છે.** આપ સત્યવાદી રાજા છો. માટે આપનું સત્ય રહેશે એમ મારી ખાત્રી છે આવી રીતે મહારાજાને હીંમત આપી પ્રધાને લગ્નનો **પડો** શહેરમાં વગડાવ્યો. અને રાઠોડોને પણ કહેવરાવ્યું કે લગ્નનું મહુરત દીવસ આથમ્યાનું છે. માટે તે વખતે ખાંડુ લઇ રંગ મંડપમાં પધારવું વળી બાદશાહી લશ્કરમાં જાનમહમદને પણ કહેવરાવ્યું કે દીવસ આથમ્યે ભટીયાણીના લગનના ફેરા ખાંડા સાથે ફરવાના છે. માટે તમારે ઇચ્છા હોય તેમ કરવું.

પડો શહેરમાં ફરતાં લોકો આનંદ અને દીલગીરીમાં આવ્યાં. વિચાર વમળમાં ઝોકાં ખાવાં લાગ્યાં. કે આજે શું થશે ? ગરીબ બાળા ભટીયાણીની શી ગતી થશે. ?' જે બીચારીએ નવરોજામાં ન જવા પ્રતીજ્ઞા કરી છે તે તેની પ્રતીજ્ઞા રહી શકે તેમ જણાતું નથી. કેમ કે મોગલ લોકોનું એક લાખ માણસનું લશ્કર આવ્યું છે. અને જોધપુરથી પાંચસો રાઠોડો આવ્યા છે ક્યાં એક લાખ માણસ ? અને ક્યાં પાંચસો રજપુત ? દેખીતુજ જ્યાં તફાવતપણું રહ્યું છે. ત્યાં રજપુતો શી રીતે જીતી શકશે ? ખચીત બિચારી ભટીયાણી નવરોજામાં સપડાશે. અને તેની પ્રતીજ્ઞા ધુડધાણી થશે. આટલા વરસ કુંવારી રહી તેનું ફળ શું તેને ઇશ્વર આવુંજ આપશે ? રૈયતો આવી રીતે બોલવા

લાગી જે રજપુતો આ લગ્નની ધામધુમ જોવા ખુશીથી આવ્યા હતા. જેઓના હૃદયમાં લગન પ્રસંગના યુદ્ધમાં ભાગ લેવાનો ઉમળકો ઉભરાઇ રહયો હતો. તેઓ પણ નીરાશ થઇ નીસાસા નાંખવા લાગ્યા. અને બોલવા લાગ્યા કે હવે રજપુતાણું રહેવાનું નથી. જ્યાં રજપુતોના હૃદયમાં દગો ત્યાં પછી રહ્યું શું ? જે કલાજીએ ભટીયાણીનું સમપણ કર્યું તે કલોજી તો ખાંડામાં આવ્યોજ નથી. દગા વિના આવી વાત બને નહી. જોધપુર જેવો મહારાજા પણ ડરીને નવરોજાની રીત પસંદ કરે અને બાદશાહી ફરમાનને તાબે થાય તો પછી અમારા જેવા ઘર ઘોડીયા રજપુતોનું તો શું ગજું ? અમો ઉછરંગ ભર્યા આવ્યા અને જાણ્યું કે કલોજી બાદશાહી લસ્કર સામે થશે, અને અમો તેને મદદ કરશું પણ અમારા વિચાર તો અમારા મનમાંજ રહ્યા હશે ખેર ? **ભાવીજ પ્રબલ છે.** ત્યાં બીજાનો દોષ શું કાઢવો. અગાઉ પણ **પરસુરામે** એકવીસ વાર પૃથવી નક્ષત્રી કરી હતી. પણ આ **ઔરંગજેબ બાદશાહ** નક્ષત્રી પૃથવી કરવા ધારી બેઠા છે તે જે નક્ષત્રી પૃથવી કરશે. તે ભવીષ્યમાં ક્ષત્રીવાળી પૃથવી થવાનીજ નથી. એમ હવે અમારી પકકી ખાતરી થાય છે. હીંદમાં હવે રજપુતાણાનો કાંટો રહેવાનો નથી. સઘળે ઠેકાણે મોગલ અમલ ફેલાવાનો છે, **જ્યાં આભ ફાટયો ત્યાં થીગડું શી રીતે દઇ શકાશે ?** જ્યાં મહાન રાજાઓજ રજપુત પણું છોડી બેઠા ત્યાં અમારા જેવા સાધારણ રજપુતોનું શું ગજું? હમેશાં મહાનોનેજ લાંછન લાગે છે. અમારા જેવા નાનાને કાંઇ લેવા દેવા નથી: જેવા આવ્યા તેવા ચાલ્યા જશું. આજનો દીવસ રાહ જોઇશું. દીવસ આથમ્યે શું થાય છે. તે જોવું જો

કોઇ માઇનો પુત જાગૃત થાય તો આપણે પણ રજપુતપણું બતાવવા **સમશેર.** કાઢી મેદાનમાં પડવું. જો કોઈ જાગશે નહી. તો પછી આ મ્યાન કરેલી તરવાર મ્યાનમાંજ રાખી દાતરડા રૂપે બગલમાં રાખી ઘરે ચાલ્યા જશું. આજની સાંજ સુધી તો જેસલમીરમાં રહેવુંજ અને ભટીયાણીનાં લગ્ન જોવાં. આવેલા રજપુતો પૈકી શુરવીર રજપુતો આવો વિચાર કરવા લાગ્યા. ગલીએ ગલીએ અને શેરીએ શેરીએ આ આઠમનો દીવસ મનુષ્યોના હૃદયમાં અવાર નવાર વિચારવાળો થઈ પડયો. કોઇ કાંઇ બોલે ! અને કોઇ કાંઈ બોલવા લાગ્યું. સર્વ કોઈ દીવસ અસ્તની વાટ જોવા લાગ્યા.

આ બાજુ બાદશાહી લશ્કરમાં સીંગ ગર્જના કરી જાનમહમદ બોલવા લાગ્યો. મહારા બહાદુર સરદારો ? મોગલો ? પઠાણો આજે તમે તમારી સમશેરો સજ કરો આપણે જેસલમીરમાં આવ્યા છીએ. ભટીયાણીને નવરોજામાં લઇ જવી છે. આપણા બાદશાહનું ફરમાન છે તે ફરમાન હક કરવું છે. તો જોધપુરના રાઠોડો તે ફરમાનને તાબે ન થાય અને ભટીયાણી આપણને ન સોંપે, તો પછી આપણે જોઇ રહેવાનું નથી. આપણી શમશેર વડે જેસલમીરની બજારમાં પાંચસો રાઠોડોના શીર ઉરાડી દેવા. અને ભટીયાણીને લઇ જવી. કદી ભટીયાણીને લઇ જતાં કોઇ રજપુતો સામા થાય તો તેને પણ તે ગતીએજ પહોંચાડવા વહાલા સરદારો ? **મરનાં હક હે ? મરવું** યા **મારવું.** પરંતુ ભટીયાણીને તો જીવતીજ દીલ્લી પહોચાડવી તોજ બાદશાહ પાસે આપણી કીર્તી રહેવાની છે. તોજ આપણને માન અકરામ મળવાનું છે માટે મુઠીભર રજપુતો આપણને શું કરી

શકવાના છે. તમો હીમતવાન રહો અને બાદશાહના જે કામ માટે અત્રે આવ્યા છીએ તે કામ પ્રાણ જતાં સુધી પણ હક કરો આજે તે વખત આપણે જોવાનો છે. અને તે દીવસ આથમ્યાનોજ સમય છે. ખાલી હાથે દીલ્લી જવું નથી. મરવું યા ભટીયાણી લેવી. એ આપણો દ્રઢ નીશ્ચય છે. વળી બાદશાહને પણ તેવુંજ કહી અમે આપણે આવ્યા છીએ. ઉપર પ્રમાણે અનેક તરેહના શુર ચડે તેવાં વચનો જાનમહમદ પોતાના લસ્કરમાં કહેવા લાગ્યો. સઘળું લસ્કર પણ શુરાતનના વેશમાં આવી ગયું. અને દીવસ આથમ્યાની રાહ જોવા લાગ્યું.

હવે જોધપુરના રાઠોડો તરફ નજર કરીએ તો તેઓ તો વિચાર કરીનેજ બેઠા હતા કે ભટીયાણીના માટે આપણે કોઇને મરવા જરૂર નથી. તે તો એમજ બોલતા કે હવે રજપુતાણું કયાં રહ્યું છે? નાહક કોમળ કાયા લડાઇમાં ગુમાવવી. શું કામની છે? જીવતાં હશું તો ભટીયાણી જેવી અનેક રાણીઓ આપણા મહારાજાને મળશે. આપણે મરી ગયા તો પછી કાંઇ મળવાનું નથી. ગમે તેમ કરી ભટીયાણીને આપણા મહારાજાના ખાંડા સાથે બે ફેરા ફેરવવા પછી નવ દીવસ જાનમહમદ માગણી કરે તો નવરોજે જવા દેવી એવો આપણો મહારાજાનો હુકમ છે. માટે બીજું ડહાપણ કરવા જરૂર નથી. આવી રીતે ખાંડામાં આવેલા રજપુતો વાતો કરવા લાગ્યા.

દીવસ અસ્તનો સમય આવવા લાગ્યો. ભટીયાણીને તેની સખીયો વસ્ત્રાભુષણ સજ કરાવવા લાગી. રંગમંડપમાં વાજીંત્રો વાગવા લાગ્યાં. લગ્ન વીધી જોવા રાજ્ય મહેલના ચોકમાં માણસની મેદની ભરાવા લાગી. આવેલા શુરવીર મેમાનો પણ સમ

શેરો સજ કરી મંડપમાં બેસવા લાગ્યા. જ્યાં દીવસ અસ્ત થવા પામ્યો ત્યાં તમામ લોકો લગ્ન વીધી જોવા હાજર થઇ ગયાં. દીલ્લીથી આવેલ જાનમહમદ પોતાના થોડા સરદારોને લઇ હથીયાર બંધ આવી સભા મંડપમાં હાજર થયો. રાજ્ય ગોરે માયરાની સર્વ સામગરી તૈયાર કરી એટલામાં રજપુતો નાના કલાજી વિગેરે પચાસ સો માણસો સાથે ખાંડુ લઇ ત્યાં હાજર થયાં. જેવું ખાંડુ માયરામાં પધરાવ્યું તેવુંજ રાજ્ય ગોરે ભટીયાણીને માયરામાં લાવવા ફરમાન કર્યું ભટીયાણી પણ વસ્ત્રાભુષણ સજી પોતાના પીતાને આફતમાંથી મુક્ત કરવા, તૈયાર થઈ બેઠી હતી. તે ગોરની આજ્ઞા મળતાં સખીયો સાથે માયરામાં આવી હાજર થઇ. ભટીયાણીએ દીવ્ય વસ્ત્રો ધારણ કર્યા હતાં શરદ પુનમના ચંદ્ર જેવું તેનું મુખાર્વીંદ હતું. અનેક તરેહનાં હીરા જડીત ઘરેણાઓ પહેર્યા હતાં. જેવી ભટીયાણી માયરામાં આવી બીરાજી તેવાજ ગોરે વેદ મંત્રો બોલવા શરૂ કર્યા અગ્ની પ્રાપ્ત કરી ગોરે ઘીની આહુતીઓ આપવા માંડી. જોધપુર મહારાજાના નામના જવ તલ હોમાયા. જે જે શાસ્ત્ર વીધી પ્રમાણે લગ્નની ક્રીયા કરવાની હતી તે ગોરે કરી ભટી મહારાજાએ કન્યાને મંગળ ફેરા ફરતી વખત જે જે દાન આપવાનાં હતાં તે અઢળક આપ્યાં. અને શાસ્ત્ર વીધી પ્રમાણે લગ્ન ક્રીયા કરી ખાંડા સાથે બે ફેરા ભટીયાણીને ફેરવ્યા. રજપુતોમાં એવી રીત છે કે બે ફેરા ખાંડા સાથે ફેરવી બે ફેરા બાકી રાખે તે પતી પાસે જઇ પતી સાથે બે ફેરા ફરી પુરા કરે. આવી રીતે ચાર ફેરા લગ્નના રજપુતોના હોય છે. તે મુજબ ભટીયાણીના બે ફેરા ખાંડા સાથે ફરાયા અને બે ફેરા જોધપુર

જઈ મહારાજાની સાથે ફરવાના બાકી રહયા. એટલામાં બાદશાહી લસ્કરનો મુખ્ય સરદાર જાનમહમદ બોલ્યો. રજપુતોની રીતી પ્રમાણે લગ્ન વીધી પુરી થઇ છે. હવે ભટીયાણી ઉપર તેના પીતા જેસલમીર મહારાજાનો વાલી તરીકે કાંઇ હક રહયો નથી. હવે ભટીયાણી રાજબાળા મટી જોધપુર મહારાજાની રાણી થઇ ચુકી છે. જ્યારે રાજબાળાના રૂપમાંથી મુકત થઇ રાજ રાણી થાય તે વખત બાદશાહી ફરમાન મુજબ તેણે નવ દીવસ દીલ્હી નવરોજામાં આવવું નવરોજાના નવ દીવસ પુરા કરી પોતાના પતિને ત્યાં બાદશાહ તેને મોકલે છે એ વખતે આવેલી રાણી સાથે તેનો પતી અધુરા રહેલા બે ફેરા ફરી લગ્ન વીધી પુરી કરે છે. આ ઠરાવ મુજબ ભટીયાણીનું લગ્ન થયું છે. તેના ઉપર બાદશાહી નવરોજાની ફરજ છે. અને તે ફરજ અદા કરવા મને હુકમ થયો છે જેથી હું અહી હાજર થયો છું. અને મને મળેલ સત્તા મુજબ જોધપુરના અગ્રેસર રજપુતોને ફરમાન કરૂં છું. કે તમારે નવરોજાનો હુકમ માન્ય કરવો છે કે કેમ? જો ન કરવો હોય, તો મેદાન પડો અમો લડવાં તૈયાર છીએ. જો બાદશાહી હુકમને તાબે થવું હોય તો ભટીયાણી અમને સોંપો નવ દીવસ દીલ્હીના નવરોજામાં રાખી અમો ભટીયાણીને જોધપુર મુકી જશું.

જાનમહમદના સીંહ ગર્જના રૂપી આવાં વાકયો સાંભળી રજપુતો થર થર કંપવા લાગ્યા. જોવા આવનારાઓ સ્તબ્ધ થઇ ગયા. કોઇ કાંઇ બોલી શકયું નહીં. સઘળી સભા સોકાગ્રસ્ત બની ગઇ થોડી વારે નાનો કલોજી બોલ્યો ? જાનમહમદ ! બાદશાહી ફરમાન તમે સંભળાવ્યું. તે અમારે કબુલ છે. અમારા

મહારાજાનો હુકમ છે. કે ઐારંગજેબ બાદશાહ સાથે વફાદાર રહેવું. જો અમારા એકના ઉપરજ ઐારંગજેબ બાદશાહનો આવો હુકમ થયો હોત તો અમો યુદ્ધ કરત પરંતુ ઘણાં રાજાઓએ પોતાની રાણીયો નવરોજામાં મોકલી છે. તો પછી અમારી રાણી ભટીયાણીને નવરોજામાં મોકલવી એમાં અમને કાંઇ લાંછન લાગવાનું નથી. અમારે તમારી સામે લડવું નથી. જે રીતી ચાલતી થઈ છે. તે અમારે પણ કબુલજ છે. જયાં સલાહ છે. ત્યાં વૈર્યભાવ ઉભો કરવા અમારો ઇરાદો નથી આ ભટીયાણી અમારા મહારાજાની રાણી થઈ ચુકી છે. હવે ભટીયાણીપર તેના પીતાનો કશો હક રહયો નથી. હવેથી ભટીયાણીપરના હક અમારા મહારાજાના છે. માટે મહારાજાની ઇચ્છા હોય તેમ ભટીયાણી પ્રત્યે વર્તે ! જાનમહમદ ? અમો ભટીયાણીને તમારી સાથે નવ દીવસ નવરોજે મોકલીએ છીએ માટે તમારે યુદ્ધ કરવા જરૂર નથી જેવી ભટીયાણી અમને મળી તેવીજ ભટીયાણીને તમને નવરોંજે તેડી જવા સોંપીએ છીએ તમો નવ દીવસ નવરોજામાં રોકી દશમે દીવસ જોધપુર મુકવા આવજો અમો ખાંડુ લઇ જોધપુર ચાલ્યા જઇએ છીએ.

બાયલા કલાજીના આવા વાકયો સાંભળી ખરા રજપુતો અફસોસ કરવા લાગ્યા. હર ? હર ? શું ભટીયાણીની ગતી. સતીનું વચન સંતાઈ ગયું. સર્વ કોઇના મુખપર કાળાશ છવાઇ ગઇ ભટીયાણી ક્રોધા વેશમાં આવી ગઈ માતપીતાને પ્રણામ કરી બોલીા માતા પીતા ? છેલા હવે રામ રામ છે. જે ભટીયાણીને ઉછેરી લાડ લડાવ્યા તે ભટીયાણી આજે હવે આ રાજ મહેલાત અને જેસલમીરની ધરાને છેલા રામ રામ કરે છે.

પીતાજી ? તમારો ઉપકાર માનુંછું. મારી વ્હાલી માતા ? તમારી ભટીયાણીના આ છેલ્લા રામ રામ માની લેજો. અત્યારથી હવે અન્ન પાણી હરામ છે. આ પવીત્ર શરીરને મલેચ્છનો સ્પર્શ હું જીવતાં કદી થવા દઇશ નહિ. જો કલોજી સાચો હશે ? તો મારૂં રક્ષણ કરશેજ ? અને કદી કુડો ઠરશે તો હું જીભ કરડી તે દુષ્ટને સ્ત્રી હત્યા આપીશ, પીતાજી ? આપને કલાજીનો પત્ર વંચાવ્યો છે. અને આપે વાંચી જે વચનો કહ્યાં છે. તે ઉપર દીલ્હીનો દરવાજો જોતાં સુધી હું ભરોસો રાખીશ. આ મલેચ્છો ભેગી જાઉછું. આપની પુત્રી માટે આપે જે વિચાર ધાર્યો હોય તે કરજો ભટીયાણીના માતા પીતા દીલગીર થઇ બોલ્યાં ? બેટા સતીઓ પ્રાણ દાન દેવામાં પાછી પાનીઓ કરતી નથી. તું સતી છે. તારૂં સતીપણું ઇશ્વર સાચવશે કદી આ દુનીઆમાંથી રજપુતોનો ઇશ્વરલય થયો હોય તો તારૂ સતીત્વપણું સાચવવા તું મરીશ ? તો તેથી તારી અને તારા માત પીતાની કીર્તી આ ભારત ભુમીમાં કાયમ રહેશે. કવીઓની કાવ્યમાં તારૂં સતીપણું સોભાવાશે. એથી બીજું તારે શું જોવાનું છે. કાંઇ પણ દીલગીરી નહીં ધરતાં તારા ધર્મને તપાસી નવરોજામાં ચાલતી થા અમો અમારા સંકેત મુજબ તારી પાછળજ છીએ જે વાતચીત થઇ છે. તે ફરી સભાળવા જરૂર નથી. **ભાંગ્યાનો ભેરૂ ઈશ્વર છે.** અમો માતા પીતા તને આશીસ આપીએ છીએ કે તારૂં સતીત્વપણું કાયમ રહેજો. ઈશ્વર તારો નવરોજામાંથી બચાવ કરશે. બેટા ? તું સુખેથી જા ! તારી કીર્તી સાચવતાં મરણ થાય તો બેહેતર સાચવજે પણ કીર્તી ગુમાવીશ નહીં, આવી રીતે માતા પીતાએ આશીશ આપી. જાનમહમદે ભટીયાણીને માટે મ્યાનો

માયરામાં હાજર રાખ્યો હતો ભટીયાણી અને તેની વ્હાલી દાસી રંભા મ્યાનામાં બેઠા. એટલે જાનમહમદે ભોઇઓ પાસે મ્યાનો ઉપડાવી બાદશાહી લસ્કરમાં મુકયો. અને તુરતજ બાદશાહી લશ્કરે દીલ્હી તરફ કુચ કરી એ જાય! એ જાય! ભટીયાણી! એ જાય? એમ આખા જેસલમીરમાં થઈ રહ્યું પાંચ મીનીટમાં રંગ મંડપમાં હાહાકાર વર્તાઇ રહ્યો કોઇની સમશેર મ્યાન બાહારી નીકળી નહીં, જે શહેરમાં આખો દીવસ આનંદ છવાઇ રહ્યો હતો તે શહેરમાં રાત્રીએ ઉદાસી ફેલાઇ ગઇ ભટીમહારાજાએ જોધપુરના રાઠોડોનો તીરસ્કાર કર્યો કાંઇ પણ શીરપાવ આપ્યો નહી. રાત્રીનું ભોજન પણ આપ્યું નહીં. સરવ કોઇ રાઠોડોને ધીટકાર દેવા લાગ્યા. ભટીયાણી સોંપતા રાઠોડો પણ ઝાંખા પડી ગયાં. હાથથી ગયેલી બાજી હવે સુધરવાની નથી, જગતમાં અપજશ મળી ચુકયો એમ ધારી રાઠોડો વીલા મુખે જોધપુર તરફ રાત્રીએ રવાના થઇ ગયા આવી રીતે જેસલમીર શહેર એક કલાક રાત્રી વીતતાં ખાલીખટ થઇ ગયું. ભટીમહારાજાએ બાદશાહી લસ્કર પાછળ પોતાનું લશ્કર એક દીવસને અંતરે રવાના કર્યું કેમ.કે તેને શુરવીર કલાજીની ખાત્રી હતી કે તે બહાદુર રજપુત દીલ્હી પહોંચતા અગાઉ મારી પુત્રી ભટીયાણીનું રક્ષણ કરશે અને ને રક્ષણ કરતાં કદી યુદ્ધ થશે તો તેની મદદમાં મારૂં લસ્કર તે વખતે ઘણુંજ ઉપયોગી થઇ પડશે. એમ ધારીનેજ પોતાનું લસ્કર ભટીમહારાજાએ મોકલ્યું આ વાત વીવા જોવા આવેલા કેટલાક રજપુતોના જાણમાં આવવાથી તે શુરા રજપુતો પણ ભટીરાજાના લસ્કરમાં ભળી ચાલ્યા.—

---

# પ્રકરણ ૧૨ મું.

## કલાજીનું કલ્યાણપરમાં આવવું અને હમીર સોળકી સાથે કરેલો સંકેત.

સમીયાણેથી નીકળેલ કલાજીએ રસ્તામાં ભટીયાણીને બચાવવાની યુકિત શોધી કાઢી હતી તે જાણતો હતો કે લાખો માણસના લશ્કર સામે મારા એકલાના લડવાથી કાંઈ જોઇયે તેવો ભટીયાણીનો બચાવ થવાનો નથી, માટે યુકિત કરીજ ભટીયાણીનો બચાવ કરવો. શોધેલી યુકિતના સંકેત મુજબ સમીયાણેથી નીકળી ત્રણ દીવસે કલ્યાણપર નામના ગામડામાં આવ્યો આ કલ્યાણપર જોધપુરની હદનું એક નાનકડું ગામડું હતું. વસ્તી પણ પાંચસો સાતસો માણસની હતી. પણ તે તમામ વસ્તી બળવાન અને પરાક્રમી હતી. તેઓ ખેતીનો ધંધો કરતા હતા. આ કલ્યાણપર ગામનો મુખી **હમીર સોળંકી** કરીને હતો. તે જબરો પરાક્રમી હતો. આ કલ્યાણપર ગામ જોધપુરની હદનુ પરંતુ બાદશાહી રાજ્યનું સીમાડીયું હોવાથી પટેલ હમીર સોળંકીના બળ પરાક્રમવડેજ જોધપુરની હદમાં રહી શકયું હતુ જો આ વખતે હમીર સોળંકી આ ગામમાં ન પાકયો હોતતો કલ્યાણપર બાદશાહી સત્તા નીચે સોંપાઈ ગયું હોત. પણ જોધપુરની આ ગામ ઉપરની હકુમત હમીર સોળંકીજ ટકાવી રહ્યો હતો બળ પરાક્રમવડે જોધપુરના રાજયમાં હમીર સોળંકી પટેલ છતાં પ્રખ્યાતી પામ્યો હતો. વખતો વખત હમીર જોધપુર આવતો હતો અને મહારાજાનો મીજમાન થતો હતો તમામ પટા-

વતો હમીરને ઓળખતા હતા. શુરા હમીરને શુરવીર કલાજી સાથે સારી મીત્રાચારી હતી. કલોજી પણ હમીરનાં બળ પરાક્રમ જોઇ તેની સાથે જીગરના પ્રેમથી દોસ્તી રાખતો હતો. સુરવીર કલાજીયે ભટીયાણીના બચાવમાં આ એકલા હમીરનીજ સાચી આશા રાખી હતી. તેથીજ કલોજી કલ્યાણપરમાં આવ્યો. અને હમીર પટેલને ત્યાં ઉતર્યા. હમીરે કલાજીને જોયા કે તુરત ઉભો થઇ તેને મળ્યો. કલાજીનો ઘોડો ચાકરને આપ્યો અને કલાજીને પોતાની ડેલીમાં લઈ ગયો. ત્યાં જાજમ ઉપર બેસાર્યા. અને રજપુતની રીતી મુજબ કલ્યાણપરના તમામ બંધાણી રજપુત ડાયરાને બોલાવ્યા. પાકલાકમાં તમામ અફીણના પીનાર રજપુતો આવી કલાજી પાસે બેઠા. કલાજીને રામ રામ શામ શામ કર્યા. અને સરવ કોઈ આનંદ પામ્યા કે કલાજીયે. આજે ધન્યભાગ્ય કે કલ્યાણપરને પાવન કર્યું. કલ્યાણપરની વસ્તીને ખબર નહોતી કે જોધપુર માહારાજાયે કલાજીનો તીરસ્કાર કર્યો છે. અને તેને જોધપુરની હદમાં રહેવાની મનાઇ કરી છે. આ હુકમ આ કલ્યાણપરની વસ્તીના જાણવામાં નહોતો. તેઓ તો એમજ જાણતા હતા કે કલોજી આપણા મહારાજાનો સંપુર્ણ વિશ્વાસુ અને રાજ્યનો માનીતો સરદાર છે. આવો સરદાર અચાનક આપણા નાજુકડા ગામડામાં આવ્યો છે તે આપણા અહો! ભાગ્ય આપણે માનીયે છીયે. આવી રીતે આનંદમાં આવેલા રજપુતો જાણે જોધપુર મહારાજા પધાર્યા હોય. અને જેટલો હર્ષ થાય તેટલો હર્ષ. કલાજીને જોઇને ઉત્પન્ન થયો. અને કલાજીની સેવા ચાકરી કરવા માંડી.

અફીણનો કસુંબો તૈયાર થતાં કલાજીયે, પ્રથમ હમીર

સોળંકીને પાયો અને બીજા રજપુતોને પણ પાવા માંડયો રજ-પુતોને અફીણ મળ્યું, એટલે રજપુતોને અફીણના કસુંબા ઉપર હરખ થાય છે. અફીણનો કસુંબો પાનારને તે મોટો દાતાર ઈશ્વર તુલ્ય ગણે છે. તેની સેવા ચાકરી સાચા જીગરથી ઉઠાવે છે. તેના કામમાં તન મન અને ધનથી પણ મદદ આપે છે. એવી અફીણની મોટાઇ અને અમીરી માને છે બંધાણીને અફીણ મળ્યું એટલે સ્વર્ગનું રાજ્ય મળ્યુ. એટલો બંધાણીના હૃદયમાં હરખ પેદા થાય છે અફીણના પાનારના બંધાણીયો ગુલામ થઇનેજ રહે છે. એવા હરખ ઘેલા અફીણને ભાળી બંધાણીઓ બને છે. અફીણના બંધાણીઓ અફીણની લતમાં એટલા બધા બહાવરા બને છે કે પોતાનું સરવસ ગુમાવે છતાં. અફીણનું નામ છોડતા નથી. છેવટ મરતાં મરતાં પણ એક બીજાને અફીણ પાવામાં પોતાની વડાઇ અને કીર્તી માને છે. જેમ વધારે અ-ફીણ વપરાય તેમ તે રજપુત પોતાની વધારે મોટાઈ માને છે. અફીણને માટે બંધાણીયોની એક કહેવત છે કે—ં

### દોહરો.

**અફીણ પીયો ઠાકરાં, અફીણ અંખાડી મલ;**
**પુરણહારો પુરૂષ, જખમારે જેમલ.**
**સોફીડાની નાર, નત ઉઠી ઝગડા કરે;**
**તું તારાને વાર, મારાને પીધે સરે;**

આવા આવા ફુવા. દરેક ડાયરામાં બોલતા આપણે સાં-ભળીએ છીએ. પોતે પીએ છે. અને લાંબે હાથે ઉદાર વૃતીથી. બીજાને પાય છે. લાખોનું કરજ થાય છતાં અફીણ વાપરવામાં

પોતાનો હાથ પાછો રાખતા નથી એવી રજપુતોની પ્રકરની પડેલી છે. કલાજીએ તમામ બંધાણીયોને અફીણ પાયું બંધાણીઓ રાજી થયા. પછી હમીર સોલંકી બોલ્યો. સરદાર કલાજી! આપનું પધારવું અમારા નાજુકડા ગામડામાં થવાથી. આજે આપે અમને પાવન કર્યા છે. આપ વનની મારી કોયલ છો. નધારે અમારા ગામમાં આવ્યા તેથી અમને પારાવાર હરખ થાયછે અમો અમારા ધન્યભાગ્ય માનીએ છીએ. આજે અમને જોધપુર મહારાજા પધાર્યા એટલો હરખ થાય છે. કહો? કલાજી આપનું પધારવું અત્રે શામાટે થયું છે.? અમારા જેવી કામ સેવા હોયતો ફરમાવો. અમો આપની સેવા ઉઠાવવા તૈયાર છીયે.

તમામ રજપુતોને હર્ષમાં આવેલા જોઇ ઠીક લાગ છે એમ ધારી કલાજીયે કહ્યું શુરવીર હમીર સોલંકી આપ જાણુતા નથી કે આ આઠમના રોજ આપણા મહારાજા જેસલમીરની ભટીયાણી રાજબાળા સાથે પરણ્યા છે. ભટીયાણીની જીવીકામાં આ તમારૂં કલ્યાણપર ગામ જોધપુર મહારાજાએ ભટીયાણીને આપ્યું છે. અને તેનો વહીવટ કરવાનું કામ મને સોંપ્યું છે. આજથી હવે તમો જોધપુર મહારાજાની રૈયત તરીકે નહીં પણ ભટીયાણીની રૈયત તરીકે ગણાવાના છો. આજથી તમારો રાજા જોધપુર મહારાજા નહીં પણ તેમના રાણી ભટીયાણી છે. તમો ભટીયાણીની વસ્તી તરીકે આજથી થયાં છો. મારૂં આવવાનું કારણ એટલું છે કે જેસલમીરમાં ભટીયાણી આપણા મહારાજાના ખાંડા સાથે એ ફેરા ફર્યા બાદ ઔરંગઝેબ બાદશાહના નવરોજાની ફરમાનને લીધે ભટીયાણી જેસલમીરથી સીદ્ધાં બાદશાહી લશ્કર સાથે દીલ્હી રવાના થયા છે. તેઓ ગઇ કાલે આપણા આ ગામને પાદર

થઇને જવાનાં છે. માટે આ ગામ બાઇનું હોવાથી બાઇની સરભરા કરવા સારૂ હું અહીં આવ્યો છું. તમારાં રાજ્ય માતા તમારા ગામને પાદર થઇને જાય અને તમારા તરફથી કાંઇપણ સત્કાર ન થાય તો તે ઘણુંજ ખોટું કહેવાય. વળી તમારે બાઇની વસ્તી થઇને કાયમ રહેવાનું છે. માટે તમારી ગજાસંપત તમારે તેમની સરભરા કરવી. અને બાઇનો પ્યાર મેળવવો. એટલા માટેજ હું તમને ચેતાવા આવ્યો છું.

કલાજીનાં વાકય સાંભળતાં હમીર આદી સઘળા રજપુતો બોલ્યા, કલાજી! તમોએ સારૂં કર્યું. કે અમને ચેતાવ્યા અને એટલા સારૂ આપ અહીં જાતે પધાર્યા. જેને માટે આપનો અમે ઉપકાર માનીએ છીએ. આપ કહો તેમ સરભરા કરવા તૈયાર છીએ. જો ભટીયાણીને નવરોજામાં જતી અટકાવવી હોય તો અમો પાંચસો રજપુતો એક સંપી છીએ. અમો બાદશાહી લશ્કર સામે લડવા અને રણસંગ્રામમાં મરવા તૈયાર છીએ આપનો હુકમ હોય તો અમો બાદશાહી લશ્કર ગમે તેટલું હશે તોપણ તેનાથી નહીં ડરતાં આ અમારી સમશેરના પ્રભાવે રણસંગ્રામ માં ઉતરી ભટીયાણીને નવરોજાના બંધનમાંથી મુકત કરી જોધપુર પહોંચાડી આપીએ જુવો! અમારી ગામડીયા રજપુતોની રમત? એ મુસલમાનોના શાભાર છે કે રજપુતાણીને લઇ જઈ શકે? કલાજી! અમો પાંચસો મરદ આ ગામમાં છીએ. તેઓ આખર સુધી લશ્કર સામે લડીશું કદી મરીશું તો આ અમારી અજડ પણ સતી રજપુતાણીયો રણસંગ્રામમાં ઉતરશે. અને બાદશાહી લશ્કરની કતલ કરી ભટીયાણીને છોડાવશે બોલો તમારો શું હુકમ છે. ભટીયાણી ખુશીથી નવરોજે જતાં હોય

અથવા જોધપુર મહારાજાજ અને તમો ખુશીથી નવરોજે મોકલતા હોતો અમારે કાંઇ બોલવાપણું નથી. શાથી કે માલેકની જ એવી ઇચ્છા હોય તો અમારે વગર કહ્યે આડે આવવું એ અમારો ધર્મ નથી. આપની જે ઇચ્છા હોય તે બતાવો. અમો પુર્ણ કરવા તૈયાર છીયે.

હીમતમાં આવેલા હમીર સોળંકી અને બીજા રજપુતોની હીમત જોઇ કલોજી રાજી થયો. શાબાશ ? રજપુતો ? શાબાશ છે. રજપુતોનો એજ ધર્મ છે. તમો વસ્તી થઇ આ પ્રમાણે રાજ્યશ્રેય ચાહવામાં તમારૂં સર્વસ અર્પણ કરવા તૈયાર થયા છો એ જોઇ મને પારાવાર હર્ષ થાય છે. આપની સુરવીરતા અને રાજ્ય ભક્તિને ધન્ય છે. હીંદમાંથી હજુ રજપુતાણું ગયું નથી. એમ આથી મારી ખાતરી થાય છે. આપને લડવા કાંઇ જરૂર નથી. ભટીયાણી ખુશીથી નવ રોજે જાય છે કે શીર જોરાઇથી માહારાજાની આજ્ઞાથી કે વગર આજ્ઞાયે એ અત્યારે મારે તમને કહેવાનું નથી વખત આવે કહીશ હાલતો એટલુંજ કહું છું કે કાલે સવારમાં બાદશાહી લશ્કર સાથે ભટીયાણી રાણી આ ગામને પાદર પડાવ નાંખશે તે વખતે બાદશાહી લશ્કરનો વડો સરદાર જે હોય તેને હમીર સોળંકીએ મળવું અને કહેવું કે આ ગામ ભટીયાણી રાણીને જોધપુર મહારાજાએ જીવાઇમાં આપ્યું છે. માટે અમો રાણીની વસ્તી થયાં છીયે. તે ભટીયાણી રાણી અમારા ગામને પાદર આવ્યાં છે. તો અમને બાઇને મળવાની આજ્ઞા આપવી જોઈએ અમારી ઓરતો બાઈ પાસે જશે અને તેમને ભેટસોગાદ ધરશે આવી રીતે વીનયથી સરદારને સમજાવી હમીર સોળંકીયે રજા મેળવવી જો સરદાર રજા

આપે તો આપણે કોઇને યુદ્ધ કરવા જરૂર નથી. રજા મળતાં તુરત હું તમને યુક્તિ બતાવું તેમ તમારે કરવાનું છે. ભટીયાણીને નવરોજે મોકલવાની જોધપુર મહારાજાની બીલકુલ મરજી નથી પણ ઔરંગજેબ બાદશાહનો જબરો તાપ તેથી રાજ્યને જબરી આફત આવે માટે મહારાજાની જાહેરાંત નહીં પડતાં ગુપ્તભેદથી ભટીયાણીને નવરોજામાંથી કોઇ તરાહીત રજપુતોએ મુકત કરવી એવો સંકેત કરવા સારૂજ મને મહારાજાએ અત્રે મોકલ્યો છે મને તમારો સંપુર્ણ ભરોસો હોવાથી તમારી મદદ માટે આવ્યો છું. જો રજા મળે અને ભટીયાણી પાસે તમારાં બૈરાંઓને જવાની છુટી થાય તો પછી તમારે કોઇને લડવા જરૂર નથી. હું એકલોજ ભટીયાણીનો બચાવ કરીશ કદી રજા ન મળે તો પછી તમારે સઘળાને મારી સાથે મેદાનમાં ઉતરવું પડશે અબળાની વારે ચડવું એ રજપુતોનો ધર્મ છે. તો પછી ભટીયાણી તો તમારાં રાજ્ય માતુ છે. તો તેની મદદમાં પ્રાણદાન દેવામાં તમારી વડાઇ છે.

હા ! કલાજી ! અમો અમારાં રાજ્ય માતુના રક્ષણ માટે પ્રથમથીજ કહી ચુકયાં છીયે કે આ માથાં ભટીયાણીના માટેજ ધડપર રાખ્યાં છે, આજથી અમારે માટે નથી એમ સમજજો. જેમ કલોજી કહે તેમ કરવા અમો તૈયાર છીયે. કલાજી ! તમો નચીંત રહો ! અમો કલ્યાણપરને પાદરથી ભટીયાણીને હવે દીલી તરફ અમો જીવતાં સુધી જવા દેશું નહીં. તમારે લડવા જરૂર નથી. કેમ કે તમો તો અમારા મીજમાન થયા છો. અમો જીવતાં, મીજમાનથી લડાઇમાં ઉતરાયજ નહીં. તમો તમારે જોયા કરજો કે હમીર સોળંકી કેવો બહાદુર રજપુત છે. બાદશાહી લશ્કર

સામે યુદ્ધ કરવાની મને પણ ઘણા દીવસની હોંશ હતી. તે હોંશ કાલે ઇશ્વર મારી પુરી પાડશે. કલાજી! કાલનો દીવસ અમો અમારા ગામનો મહાન ભાગ્યશાળી માનીશું. અને આપનો ઉપકાર માનીશું. સઘળા રજપુતોએ હમીરની વાતને ટેકો આપ્યો કલાજીએ કહ્યું જો છળકપટથી દુશમન કબજે થતો હોય તો યુદ્ધ કરવા જરૂર નથી. હું એકલો કલોજી યુદ્ધને માટે બસ છું. તમારી હીમતની મને જરૂરહતી મને ખાતરીછે કે તમો મારીઆજ્ઞામાં વર્તશો સઘળાયે વચન આપ્યું. કલાજીયે ભટીયાણીને નવરોજામાંથી કેવી રીતે મુક્ત કરવી. **સરપ મરે નહીં; તેમ લાકડી પણ ભાગે નહીં**. તેવી રીતે ભટીયાણીને બચાવવાની યુક્તિ બતાવી. તે સઘળાને પસંદ પડી પણ હમીર સોલંકીયે કહ્યું કે બાહાદુર કલાજી ! આ યુકિત તમારા હાથથી નહીં પણ મારા હાથથીજ થવી જોઇયે કલાજીએ કહ્યું હમીર સોલંકી ધીરજ ખમો મહારાજાનો હુકમ હોય તેમ કરવું. તેમનો હુકમ મારે માટેજ છે. માટે તમો આ યુકિત પાર પાડી આપો એટલે બસ. કલાજીના અતીઆગ્રહથી હમીર સોલંકીયે તે યુકિતસર કામ લેવાની કલાજીને હા પાડી. આખો દીવસ અને રાત્રી સઘળા રજપુતોયે કલાજી સાથે જમવા રમવા અને આનંદમાં ગુજારી સવાર પડતાં બાદશાહી લશ્કરે કલ્યાણપરને પાદર પડાવ નાંખ્યો. લાખો માણુસની ગીરદી લશ્કરની હતી.



## પ્રકરણ ૧૩ મું.

### કલાજીની અને ભટીયાણીની મુલાકાત ભટીયાણીનું નવરોજાથી મુકત થવું, અને તે જગ્યાયે કલાજીનું દાખલ થવું.

બાદશાહી લશ્કરનો પડાવ થતાં કલાજીએ હમીર સોલંકીને લશ્કરના ઉપરી જાનમહમદ પાસે સમજુત આપી મોકલ્યો. હમીર સોલંકી પોતાનાં પાંચપચીશ માણસોને સાથે લઈ જાનમહમદ પાસે જઈ ઉભો રહ્યો અને કલાજીની શીખામણ મુજબ કહેવા લાગ્યો કે આપ સાહેબ બાદશાહના માનીતા સરદાર છો. આપની સાથે અમારાં જોધપુરના રાણી ભટીયાણી છે અને તેઓ નવરોજામાં જાય છે. આ ગામ ભટીયાણીને જોધપુર મહારાજાયે જીવાઈ તરીકે આપ્યું છે માટે અમો આ ગામના રહેવાશી ભટીયાણી રાણીની રૈયત થઈ ચુકયાં છીયે. અમારાં બાઇ અમારા ગામને પાદર થઇને દીલ્લી જાય છે માટે અમારી બાઇને અમો વસ્તી તરફથી ભેટ સોગાદ ધરવી એ અમારૂં કામ છે. વળી અમારા તરફથી બાઇને જમાડવાનું પણ આમંત્રણ થવું જોઇયે જો અમારાં બાઈ જોધપુરથી અત્રે આવ્યાં હોય તો અમારે તેમની રજા મેળવવાની કાંઇ જરૂર નહોતી શાથી કે બાઇ અમારાં રાજમાતુ છે. અને અમો તેમની રૈયત છીયે. પુત્રવત પ્રજાને રાજ્યમાતુ પાસે જવામાં રજા લેવી પડતી નથી. પરંતુ અમારાં બાઇ આપની સાથે હોવાથી અમારે રજા લેવા આવવા જરૂર પડીછે. માટે આપની ઇચ્છા હોય તો અમારાં પાંચ દશ બૈરાં બાઇસાહેબ પાસે જાય તેમ ગરીબ રૈયત તરફથી અમારી ભેટ સોગાદ ધરાય તથા બાઇને જમવાની થાળી પણ લઈ જવાય. માટે

જો આપને કોઈ જાતની હરકત ન હોય તો રજા આપશો તો અમારાથી બનતી બાઈ સાહેબની સેવા ઉઠાવીયે.

ભોળા અને વિશ્વાસુ જાનમહમદે જાણ્યું કે ભટીયાણી ત્રણ દીવસથી અન્ન પાણી તજી બેઠી છે. ગુસ્સામાં આવેલી સીંહણ જેવી ધુરકીયો મારે છે. મારા કાલાવાલા ઉપર કશી દયા દેતી નથી. મને ઔરંગજેબ બાદશાહનો હુકમ છે કે તેને રાજી ખુશીમાં તેને ખાનપાનાદી જે જે ચીજો જોઇયે તે તે તમામ પુરી પાડી આનંદમાં દીલ્લી લાવવી. પણ આ ભટીયાણી તો મારી કાંઇ પણ ચીજ સંઘરતી નથી હું જે જે મોકલું છું તે તે સઘળું ફેંકી દેછે. અને અનાજ પાણી હરામ કરીને બેઠા છે. આનંદને બદલે ક્રોધ ધારણ કરી રહી છે. તો હું શી રીતે તેને સુખ સાતામાં દીલ્લી પહોચાડી શકીશ હું ભટીયાણીને દીલ્લી તો લઈ જઈશ પણ તેમાં મને જશ મળવાનો નથી કેમકે ભટીયાણી સીંહણરૂપ ધારણ કરી બેઠી છે ત્યાં મારો શો ઉપાય ચાલે હું જમવા માટે કરગરી પાઘડી ઉતારૂં છું. પણ તે મારા કાલાવાલા તરફ કશું ધ્યાન આપતી નથી. અને મારો ઉલટો તીરસ્કાર કરે છે. વળી તે જેમ જેમ વધારે લાંઘણો કરતી જશે તેમ તેમ તેનો ગુસ્સો વધતો જશે. જો આવીજ રીતે તે અન્નપાણી હરામ કરી રહેશે તો દીલ્લી પહોંચતાં ભવીષ્યમાં ભટીયાણી જીવતી રહેશે કે મરી જશે. તે હું કાંઇ કહી શકતો નથી આ પટેલ ભલો જણાય છે તેના વાક્ય ઉપરથી કોઈ જાતનો દગો ફટકો જણાતો નથી. ભલી ભટીયાણી પાસે તેની પાંચ દશ ઓરતોને જવાની રજા માગે છે. કદી મારા સારા નશીબે તે ઓરતો ભટીયાણીને રીઝવી એક વખત અનાજ જમાડે અને પાણી પાય તો પછી

પેટમાં અનાજ પડવાથી તેનો ગુસ્સો શાન્ત થશે એટલે હું તેને કાંઇ અરજ કરીશ તે તુરત માની જશે. માટે આ પટેલની અરજ સ્વીકારી તેની ઓરતોને ભટીયાણી પાસે જવા દઉં. એમાં મારો પણ સ્વાર્થ રહ્યો છે. માટે આ પટેલની માગણી સ્વીકારવી જોઇયે. એમ ધારી પટેલ તમારા ઘરની ઓરતો ભલે બાઇ પાસે જાય તેમને વાતો ચીતો કરી રાજી કરે અને ભેટ સોગાદ ધરવી હોય તે ધરે અમો આંહી સાંજ સુધી રહેવાના છીયે. માટે તે દરમીયાન તમારી બાઇને તમારે જમાડવાં હોય તો ખુશીથી જમાડજો મારા તરફથી કશી અડચણ નથી જાઓ તમારાં બૈરાંને તેડી આહીં આવો એટલે હું તેમને ભટીયાણી રાણી પાસે જવાની રજા આપું.

જાનમહમદ તરફથી ભટીયાણી પાસે જવાની રજા મળતાં હમીર સોળંકી હર્ષીત થતો ઘરે આવ્યો. અને કલાજીને સરવ સમાચાર કહ્યા કલોજી તે સમાચાર સાંભળી રાજી થયો અને હમીર સોળંકીની પીઠ થાપડી ધન્યવાદ આપવાં લાગ્યો અને કહેવા લાગ્યો કે રજપુતો થાવ તો હમીર સોળંકી જેવાજ થજો. હમીર ! તમો રજા લઈ આવ્યા છો. માટે મારી એક સલાહ માનો હું કહું તેમ કરવા તમો બંધાયા છો. રજપુત બચ્ચો વચને બંધાયો એટલે સીંહ પાંજરામાં પડ્યા બરાબર છે. નાગ ગારૂડીના હાથમાં આવ્યા બરાબર છે. તો તમારે હવે કાંઈ પણ ઢીલથ્યાલ નહી કરતાં મારી આજ્ઞા પાળવી પડશે. એક હજામને મારી પાસે બોલાવો અને એક ઓરતનાં કપડાં મારી પાસે લાવો એટલે હું નીર્વીઘ્ને ભટીયાણીનું બંધન તોડી શકીશ. તમારે કોઇને લડવાની જરૂર રહેશે નહી વાહાલા ! હમીર ! મારી આજ્ઞા

માન્ય કરી મેં મંગાવેલ ચીજ આણી આપો. જે મુછોપર અને થોભાપર સુરવીર કલોજી દુશમનોની જીત કરવા ચડતો ત્યારે જમણો હાથ નાંખતો તે મુછો અને થોભા આજની જીત માટે કલાજીને પાડવા પડશે. જે મરદામી લેબાસ કલોજી ધારણ કરતો હતો તે લેબાસ ભટીયાણીને આપેલ વચન પાળવા સારૂ અત્યારે તજી દે છે અને મરદ બચ્ચો કલાજી મરદ ફીટી મેરી થાય છે કરમની ગતીજ વીચીત્ર છે, અર્જુન નર મટી નારી થયો હતો તેમ કલોજી વચન પાળવા નારીનું રૂપ ધારણ કરે તો તેમાં કાંઇ કીરતી ઘટવાની નથી. હમીર સોલંકી કલાજીના વચને બંધાયો હતો જેથી કાંઈ બોલી શકયો નહીં હજામને બોલાવ્યો હજામ આવતા કલાજીયે પોતાનાં દાઢી મુછો બોડાવ્યાં અને અબળાના જેવું મુખારવીંદ કરી દીધું પાંચ મીનીટમાં હમીર સોલંકીયે અબળાનાં કપડાં આણી આપ્યાં હતાં. તે પહેરી લીધાં અને મરદ કલાજીયે બાઈનું રૂપ ધારણ કર્યું. એક થાળમાં ભેટ સોગાદ લીધી પાંચ દશ હમીરના ઘરની બાઇડીયો લીધી અને ભટીયાણી પાસે જવા નીકળ્યો. તે વખતે હમીરને કહ્યું. ભાઇ હમીર ! ધર્મ રક્ષણને ખાતર કલાજીને બાઇડી બનવું પડયું છે હું ભટીયાણી પાસે જાઉં છું. ભટીયાણીને આ બાઇયો સાથે રવાના કરી હું ભટીયાણીની જગ્યાએ દીલ્લી નવરોજામાં જઇશ, ત્યાં ઔરંગજેબને મળીશ. તે વખતે મારૂં જે થવાનું હશે તે થશે. પરંતુ જેવી ભટીયાણી તારી પાસે આવે તેવીજ તું તેને મારા ગામ સમીયાણામાં જાતે જઇ મુકી આવજે મને તારો ભરોસો છે કે જો હું જીવતો આવીશ તો તને મળીશ કદી મરણ પામ્યો તો સમીયાણામાં ભટીયાણીનું રક્ષણ કરવું તારા

હાથમાં મુકું છું.

હમીર પણ કલાજી જેવો જ બહાદુર હતો જેથી કલાજીને કહેવા લાગ્યો મીત્ર ! કલાજી ! જે કામ મારે કરવાનું હતું તે કામ તેં બજાવ્યું હું પ્રથમથી વચને બંધાઇ લાચાર થયો છું. પણ તું ઔરંગજેબને રજપુતનો હાથ બતાવજે મરવા માટે પાછી પાની ધરીશમાં તેમ ભટીયાણીના કશા ઉચાટ રાખીશમાં એ મારા માતુશ્રી તુલ્ય છે. માતુનું રક્ષણ કરવું એ પુત્રનો ધર્મ છે તે ધર્મ હું બરાબર બજાવીશ ભટીયાણીને ખેમકુશળથી હું આજેજ જાતે સમીયાણે મુકી આવીશ નચીંત રહેવું કલાજીને હમીરનો આધાર સંપૂર્ણ મળવાથી નવ બાઇડીઓ સાથે દશમો પોતે સાથે એક કટાર લઇ લાચ કાઢતો લશ્કરમાં આવ્યો હમીર સોલંકીયે જાન મહમદ પાસે જઇ કહ્યું. આ અમારા ઘરની દશ ઓરતો ભટીયાણી પાસે જાય છે અને એક કલાકમાં દશે પાછી આવશે જાનમહમદ તો એમજ જાણતો હતો કે આ ઓરતો બાઇને રીઝવી ભોજન જમાડશે એટલે ભટીયાણીનો કાળ શાન્ત થશે, આ શીવાય બીજો ઉપાય ભટીયાણીને રીઝવવાનો નથી તેથી પટેલ ખુશીથી તમારી દશ ઓરતો ભટીયાણી પાસે જાય રજા મળતાં દશ ઓરતો ભટીયાણીના તંબુ પાસે આવી ઉભી રહી અને અંદર બાઈ પાસે જવા રંભા નામની દાશી તંબુમાં હતી તેને બહાર બોલાવી રજા મંગાવી રંભા ભટીયાણી પાસે જઇ અને કહ્યું કે બાઇ આ ગામની કોઇ ઓરતો આપને મળવા આવી છે. ઇશ્વરના નામનીજ મીરાંની માફક માળા લઇ બેઠેલી અન પાણી તજેલી ભટીયાણી ગુસ્સામાં બોલી દાશી હવે કેને મળવાનું બાકી છે કોઇ મારૂં

રક્ષણ કરનાર નથી સરવ કોઇ સ્વાર્થનું જ સગું છે કેને પડી છે કે જાણી બુઝી અગ્નીમાં પડવા આવે તારે અને મારે જ અગ્નીમાં પડવાનું છે બીજાને કાંઇ લેવા દેવા નથી સમીયાણાનો કલોજી પણ દગાખોર નીકળ્યો હવે આ અજાણી બાઇઓને મળવા આપણને શું કારણ છે. રંભા બોલી બાઈ ધીરજ ધરો શમતાનાં ફળ મીઠાંજ હોય છે કદી કલાજીયેજ આ બાઇયોને મોકલી હશે તો ? માટે તમો પાંચ મીનીટ તે બાઇઓની સાથે વાતચીત કરો તેમાં આપણું શું બગડી જવાનું છે રંભાની શીખામણ માન્ય કરી એટલે રંભા દશ બાઇયોને અંદર તેડી લાવી બાઈઓએ ભટીયાણીનાં ઓવારણાં લીધાં ભેટ બાઈની મોઢા આગળ મુકી બાઈ બોલી બેનો ભેટની કાંઇ જરૂર નથી. હું કાંઇ હર્ષાનંદમાં અત્યારે આવી નથી માટે તમારી ભેટ ઉઠાવી લ્યો તમારે કાંઇ કામ હોય તો કહો કલાજીએ જાણ્યુ કે મને ભટીયાણીયે ઓળખ્યો નથી માટે તે આમ બોલે છે જેથી પોતે પ્રત્યક્ષ બોલ્યો બહેન ! ભટીયાણી તેં મને ન ઓળખ્યો હું સમીયાણાનો કલોજી નર મટી નારી થઇ તારી પાસે આવ્યો છું કલાજીનું નામ સાંભળતાં ભટીયાણી ચમકી એકીદમ ઉભી થઈ તેનાં ઓવારણાં લીધાં વીરા ! કલાજી ! તું આવ્યો? શાબાશ બહેનનું મોઢું જોયુ ખરૂં ? ભાઇ બાઇડી થઇને આવ્યો એથી ભટીયાણીનો બચાવ શી રીતે કરી શકીશ ? બબેન નચીંત રહો તમારો બચાવ કરવાજ હું આવ્યો છું તમારાં કપડાં ઉતારી આ મારાં કપડાં તમે જલદી પહેરી લ્યો અને તમારાં કપડાં હું પેરૂં છું હું તમારી બદલીમાં દીલ્લી જાઉં છું ધર્મ ભગીની કાંઇ બીજો વિચાર કરવાનો નથી, જે થવાનું હતું ને થયુ તમો આ બા-

ઇયો સાથે બહાર નીકળી જાઓ તમારે માટે તમામ બંધોબસ્ત
તૈયાર છે હમીર સોલંકી મારો મીત્ર છે. તે તમને સુખ સાતા-
માં સમીયાણે મારાં બાઇડી છોકરાં ભેગાં મુકી આવશે હું આ
લશ્કર સાથે દીલ્હી જઇશ ત્યાં ઐારંગજેબનો ભેટો કરીશ તે
વખતે જે બનવાનું હશે તે બનશે તમો આશીષ આપો કે હું
કલોજી વગર લડે ઐારંગજેબ પાસે વીજય પામી નવરોજાનો
ઓરડર કેનશલ કરાવીશ આ શીવાય તમોને બચાવવાનો
બીજો સરલ ઉપાય મારા હાથમાં નથી જેથી જ હું અબળાનું
રૂપ ધારણ કરી તમારી પાસે આવ્યો છું. બહેન ! જલદી તૈયાર
થઇ બહાર નીકળી જાઓ ભાઇ ? કલાજી ! શું? મારા બચાવ
માટે આવોજ રસ્તો છે બીજો ઉપાય તારા હાથમાં નથી ?
બહેન ! બીજા ઉપાય કઠણ છે આ લાખો માણસ સામે લડ-
વામાં તમારો બચાવ મારા એકલાથી શી રીતે થશે ! તમેજ
વિચાર કરી જુવો ! આ રસ્તો મને સારો લાગ્યો છે હું મરીશ
તો કાંઈ ફીકર નથી છતાં ઐારંગજેબને હાથનોં ચમત્કાર બતા-
વીશ નાહક નોકરોને મારવા અને તેમાં આખર મારે પણ મ-
રવું માટે કપટથી જ બાદશાહને ભેટવો એ શું ખોટું કહેવાય
હવે વખત ગુમાવવા જરૂર નથી જલદી વસ્ત્ર કાઢો અને મારાં
પહેરો. રંભા મારી સાથે રહેશે તે મારૂં પરાક્રમ જોશે તમો પણ
કાનથી સાભળજો રંભાએ પણ તે સલાહ માન્ય કરી ભટીયા-
ણીએ કપડાં ઉતાર્યાં તે કલાજીએ પેહેર્યાં અને કલાજીવાળાં જાડાં
કપડાં ભટીયાણીએ જોત જોતામાં પહેરી લીધાં તુરત ભટીયા-
ણીને ત્યાંથી નીકળવાનું થયું જેથી રંભાને કહ્યું બહેન રંભા
મારે તને મુકીને જવું પડે છે પણ કલોજી તારી પાસે છે. જે

હાલ કલાજીના થશે તેજ તારા થશે પણ ગભરાઇશ નહીં સ-
તીની આશીષ છે કે મારો તારો અને કળાજીનો ફરી ભેટોથશે.
. બાઇ તમારે કોઇ રીતે દીલગીરી થવું નહીં મારો દાશીનો
ધર્મ છે. તમારો પ્રાણ બચાવવા આ શરીર અર્પણ થાય તો
પણ શું ? હું તો તમારૂં રજક ખાઇ તમારી સાથે ઉછરી છું.
આજ સુધી મોજવીલાસ ભોગવ્યો છે. પરંતુ આ કલાજીને શું?
ફકત એક વચનને ખાતર પોતાનાં બાળ બચ્ચાં, સમીયાણાનો
ગરાશ છોડી અબળાનું રૂપ લઈ પોતાનું શરીર અર્પણ કરવા
આવી ઉભો રહ્યો છે, માટે તેને આશીષ આપો એટલે તે મારૂં
રક્ષણ કરી શકશે, વખત થોડો હોવાથી તાત્કાલીક ભટીયાણીને
તંબુમાંથી નીકળવું પડયું, કલાજીએ ઇસારો કર્યો એટલે ભટી-
યાણી ચાલતી થઇ, દશ બાઈડીઓ જાનમહમદે ગણી જોઇ
એટલે જવા રજા આપી હમીર સોલંકી પણ રજા લઇ ચાલતો
થયો જેવો કલોજી તંબુમાં આવ્યો, તેવોજ રંભાને કહેવા લાગ્યો
બહેન રંભા ! હવે આપણે શામાટે ઉદાશ રહેવું, ખુબ ખાવું
પીવું તું મારી દીકરી છે. દીલ્લીમાં ગયા પછી થાય તે ખરૂં,
ત્યાં સુધી ખુબ ખવાય તેટલું ખાવું, માટે રંભા, જા. જાનમહ-
મદને કહે કે ભટીયાણી હવે ખુશીમાં આવ્યાં છે. ભોજન જમ્યાં
છે, હવે ભટીયાણીનો ગુસ્સો ઉતર્યો છે, તેઓ ખુશીથી ઔરંગ-
જેબ પાસે જશે, તેને આનંદ આપશે તથા તમારાં પણ સારાં
વખાણ કરશે, રંભા જાનમહમદ પાસે આવી અને સરવ હકી-
કતનીવેદન કરી ભટીયાણી ખુશાલીમાં આવવાથી જાનમહમદ
મહાન રાજી થયો. હવે ચોકસ ઔરંગજેબ બાદશાહ મને
મોટા ઇલકાબને મોટી જાગીર આપશે, વળી ભટીયાણી પણ

મારી ભલામણ કરશે, એટલે મારા ભાગ્યના ઉદયનો તો પારજ રહેવાનો નથી. હવે તો ભટીયાણીની સેવા અછી રીતે ઉઠાવવી કે તે બાદશાહ પાસે મારૂં સારૂંજ બોલશે. એમ ધારી રંભા સાથે જાનમહમદે ભટીયાણીને સલામ કહેવરાવી. અને જોઇતી ચીજો જોઇએ તે મંગાવવા ફરમાવ્યુ. સાંજ પડવાથી જાનમહમદે લસ્કર ઉપાડયું.

---

## પ્રકરણ ૧૪ મું.

### ભટીયાણીને બદલે કલાજીનુ' બાદશાહી લશ્કર સાથે દીલ્લી જવું. અને બાદશાહી રંગ મહેલમાં ઉતરવું.

કલ્યાણપરથી બાદશાહી લસ્કરે દીલ્લી જવા કુચ કરી ભટીયાણીને બદલે કલોજી મ્યાનામાં બેઠો. સાથે રંભા દાશી પણ બેઠી. બાદશાહી લસ્કર ધીરે ધીરે ચાલતું હતું. જાનમહમદે પોતાનો ઘોડો ભટીયાણીના મ્યાના પાસે રાખી ચાલવા માંડયું, અને એ બાઇ સાહેબ? આપ ત્રણ દીવસથી અન્ન પાણી હરામ કરી બેઠાં હતાં જેથી મને ઘણા ઉચાટ થતા હતા. બાદશાહ આપના નામ પર ઘણોજ પીદા છે. આપને રાજી ખુશીથી દીલ્લી લઈ જવાથી મને જબરૂં ઇનામ આપવા કહ્યું છે, હવે મારી તે ઉમેદ બર આવશે; શાથી કે આપ હવે આનંદમાં આવ્યા છો. નવરોજામાં જવામાં કાંઇ શરમ નથી. હજારો રાજબાળાઓ નવરોજામાં આવી ગઇ છે. તો પછી તમને શું વાંધો હતો કે

દીલગીરી ધારણ કરી રહ્યા હતાં. તમો સમજ્યાં ખરાં? દરેક રાજબાળાનું તમારી માફક થતું આવ્યું છે. ઘણી બાળાઓ તો હસતી ખુશી થતી નવરોજે આવતી તમોજ ગુસ્સો ધારી રહ્યાં પણ સારૂં થયું કે તમારો ગુસ્સો ઉતરી ગયો. બાઇ? બાદશાહ તમને ઘણું ઇનામ આપશે, અને તમો મારી ભલામણ કરશો તો મને પણ મોટી જાગીરને મોટા ઇલકાબ હાંસલ કરશે. પણ તે બધુ મારૂં ભવિષ્ય આપના હાથમાં રહેલું છે. આપ કહેશો કે જાનમહમદે મારી બહુ બરદાશ કરી છે. નવરોજાને માટે જાનમહમદ જેવાનેજ મોકલવો આવી ભલામણ કરશો તો બાદશાહ મારા પર ઘણોજ ખુશી થશે.

જાનમહમદ તો જાણતો હતો કે મ્યાનામાં ભટીયાણીજ છે પણ મ્યાનામાં ભટીયાણીને બદલે મોટો ભટીયાણો શુરવીર કલોજી દાખલ થયો છે. તેની તે બિચારાને કપટ ચતુરાઇની ખબર પડી નહોતી જેથી મ્યાનાને પડખે ચાલી ચાલી પોતાની બડાઇની વાતો કરતો હતો. ભટીયાણી રૂપ ધારી રહેલ કલોજી મ્યાનાના પડદામાં રહી શાન્ત ચીતે સાંભળતો હતો છેવટે ધીરા અવાજથી બોલવા લાગ્યો ભાઈ? જાનમહમદ? આજથી તમો મારા ભાઇ થયા છો. બધી રાજબાળાના બનાવ જોઇ હવે મેં પણ મારૂં મન શાંન્ત કર્યું છે. આમાં મારી આબરૂ શું જવાની છે? જેની હુ રાણી છું. તે પોતે મને નવરોજે મોકલે છે તો પછી બીજાની શરમ મારે શાસારૂ રાખવી જોઇયે જો બાદશાહ મારા નામ પર રીદા હોય તો મારે બીજું શું જોઈયે છીયે હું તો બાદશાહનાજ જનાનામાં રહીશ. તેને આનંદ આપીશ. ખાશી મજાની નાકમાં બુલાખ પહેરીશ. અને

મોજમજા કરીશ. જો બાદશાહનો મારા પર પ્યાર હશે તો બાદશાહને મારે વશ કરીશ. ને તારો બેડો પાર કરી આપીશ. તું ઘણી રાજબાળાઓને નવરોજામાં લાવ્યો હઇશ. પણ આ ભટીયાણીને લાવવાથી ભટીયાણીનો ચમત્કાર તું જોજે ? ભટીયાણી તને કેવી નવાજેશ અપાવે છે. અને કેવો તારો બેડો પાર કરાવે છે જાનમહમદ! તને બાદશાહનો ખાસ માનીતો સરદાર બનાવીશ. બાદશાહ તારી મોરલીપરજ નાચે એવો બાદશાહને તારે આધીન બનાવી આપીશ. તું કશા ઉચાટ રાખીશ નહી. હું હવે અત્યારથી મારો તમામ ગુસ્સો ઉતારી આનંદમાંજ રહીશ. કે બાદશાહ મારા ચહેરા પર લોભાય ? કેમ જાનમહમદ ખરૂં કે નહી ? શાબાશ, બહેન ! ભટીયાણી શાબાશ છે તને. જો તમો મારા માટે સારૂં બોલશો તો હું કદી તમારો ઉપકાર ભુલીશ નહી આપને મારાં અનદાતારજ માનીશ અને બાદશાહ પાસે હું પણ આપની જબરી તારીફ કરીશ. આવી આવી વાતો કરતાં બે દીવસની મજલ કાપી નાંખી અને લશ્કર દીલ્લી આવી પહોંચ્યું, બાદશાહને પણ ખબર પડી કે જાનમહમદ ખુશ મીજાજમાં ભટીયાણીને લઇ આવી પહોંચ્યો છે. કોઈએ કાંઇ વાંધો ઉઠાવ્યો નથી લડાઇ થઈ નથી માટે જાનમહમદને મારે ધન્યવાદ આપી મોટા ઇલકાબ સાથ જબરો હોદ્દો હાંસલ કરવો છે. દીવસ અસ્તનો ટાઇમ થયો હતો, ભટીયાણી આવવાથી બાદશાહે પોતાનો જબરો વિજય માન્યો હતો, જેથી શહેરમાં રોશની કરાવી ભટીયાણીને પોતાનો વૈભવ અને સત્તા જણાવા સારૂ ખુશાલીમાં તોપોના બહાર કરાવ્યા અને જબરી ધામધુમથી ભટીયાણીના નામ પર હરખ ઘેલો બનેલો બાદશાહ ખુશ ખુશાલીમાં આવી બોહોળે

હાથે ઇનામ અકરામ આપવા લાગ્યો અને જલદી ભટીયાણીનો મ્યાનો રંગમેહેલમાં લાવવા હુકમ કર્યો.

આ બાજુ ભટીયાણીની સ્થીતી તપાસીએ તો દશ બૈરાંના સમુહમાં જે બાદશાહી લશ્કર ઓળંગી કલ્યાણપરમાં હમીર સોલંકીને ત્યાં આવી. હમીરે તેની પોતાની માતુ તુલ્ય સેવા કરી ત્રણ દીવસની ભટીયાણી અપવાશી હોવાથી હમીર સોલંકીયે તેને મહા મુશીબતે જમાડી જમી રહ્યા પછી કહ્યુ ? ભાઇ હમીર ! શુરવીર કલાજીયે મારે માટે જબરૂં જોખમ વેઠયું છે તે બિચારાની કોણ જાણે શું ? ગતી થશે મરશે કે જીવશે ? પણ બાદશાહને હાથ બતાવે તો સારૂ માજી ! કલોજી મહાપરાક્રમીછે તે કોઇના હાથથી મરવાનો નથી કદી મરશે તો પણ પોતાના સમોવડીયાને સાથે લઇનેજ મરશે. તેના ઉચાટ તમારે કશા રાખવા નહીં કલોજી ! અબળાના સત્યની વાહારે ચડયો છે સત્યનો બેલી ઇશ્વર છે માટે ઇશ્વર કલાજીનું રક્ષણ કરશે માટે તે ખાતે કશા ઉચાટ રાખવા જેવું નથી. રજપુતોનાં પરાક્રમ શામ-દામ ભેદને દંડથી દુશમનને પરાજય કરવા માટે આવાંજ હોય છે માટે તે ઉચાટ બાજુપર રાંખી કલાજીની મને આગ્ના છે માટે આપને મુકવા હું મારી વેલડી જોડી સમીયાણે આવું છું. આપે કલાજી નાં બાળ બચ્ચાં ભેગું રહેવું માટે હવે પધારો અહીં રહેવામાં સાર નથી ભટીયણી પણ સમીયાણે જવા ખુશી હતી તેથી તુરત તૈયાર થઇ વેલડીમાં બેશી ગયાં હમીર સોલંકીએ જાતે વેલડી હાંકી સમીયાણા તરફ ગમન કરયું. જે વખતે કલોજી દીલ્હી પહોંચ્યો, તેજ ટાઇમે હમીર સોળંકી ભટીયાણીને લઇ સમીયાણે પહોંચી ગયો કલાજીનાં બાળ બચ્ચાં અને રાણીયોએ રાજી થઇ ફૈબા તરીકે માન આપી સેવા ચાકરી કરવા માંડી.

---

# પ્રકરણ ૧૫ મું.

## કલાજીનો ઔરંગજેબ સાથે બાદશાહી મહેલમાં ભેટો અને જનાનામાં હરમોની આજીજી.

હરખ ઘેલા ઔરંગજેબ બાદશાહે ભટીયાણીપર બાહાવરા· પણું ધારણ કર્યું. અને હરમોને કહેવા લાગ્યો કે આજે ભટી· યાણી બાદશાહની મહેલાત દીપાવવા આવી છે. ભટીયાણીના રૂપ આગળ તમારૂંરૂપ કશા લેખામાં નથી. તે ભટીયાણી આજે હું તમને બતાવું છું. જુવો કે રજપુતાણીયોં કેવી રૂપાળી હોય છે. તેઓના શરીરના અવયવો કેવા નાજુક અને શુશોભીત હોય છે. દુનીયામા જે પદમણીયો કહેવાય છે તે રજપુતાણીયો જ હોય છે. તેમાં પણ જેસલમીરની ભટીયાણીએ આડો આંક છે. આજ જોશો એટલે તમને ખબર પડશે. અને તમારા રૂપનું ગુમાન ઉતરશે. હવે ભટીયાણીના દેદારનાં દર્શન . કરવાને થોડો સમયજ બાકી રહ્યો છે હું પણ બાદશાહી ઠાઠ માઠમાં તેની પાસે જવા તૈયાર થાઉં છું. તમો પણ આસપાસ સઘળી હરમો જરા નજર· વેગે દુર રહેજો શાથી કે રાજબાંળાઓ ઘણી મરજાદી હોય છે હરમો પણ બાદશાહના મુખથી ભટીયાણીના વખાણ સાંભળવાથી જોવાને આતુર થઇ રહી હતી હુકમ મુજબ ભટીયા· ણીનો મ્યાનો બાદશાહી રંગ મહેલમાં ઉતાર્યો. બાદશાહે રંગ મહેલમાં દીવાળીના ઉત્સાહથી પણ વધારે ઉત્સાહ ધરી લાઇટ સણગારી હતી. ચારે તરફ મહેલને કાચ જડયા હતા હીરા મા- ણેક કુંદનથી જડયાં હતાં તેમાં બતીના પ્રકાસથી ઝગઝગાટ

થઇ રહ્યો હતો. કલાજીયે બાદશાહને આવતાં સુધીમાં સઘળો મહેલ જોઇ લીધો ઉતરવાનો લાગ ક્યાંય પણ નહોતો જેથી નીશ્રય કર્યો કે મરવું અને મારવું આ શીવાય હવે બીજો ઉપાય રહ્યો નથી. રંભાને કહ્યું કેમ રંભા હવે શું કરશું ? રંભા કહે. શુરવીરોને શું કરવું હોય ? શાબાશ તારી હીમતને ? હું હવે આ કટાર સજી તેજ રસ્તાપર તૈયાર રહું છું. દાશી તું શું મદદ કરીશ ? કલાજી! મારી મદદની તે વખતે ખબર પડશે તમોએ જેમ ગુપ્ત કટાર રાખ્યો છે તેમ મેં પણ રાખ્યો છે બાહાદુર કલાજી ! હું પણ ભટીયાણીનીજ દાશી છું તેની પાસેજ રાત્રી દીવસ રહેનાર છું. માટે તમને બનતી મદદ હું પણ કરીશ. આપણે બીજાનું કામ નથી ફકત ઔરંગજેબ બાદશાહનુંજ કામ છે તેને પકડી દાબમાં લેવા જરૂર છે જો તે છટકયો તો આ-પણા બંનેનાં મરણજ છે બીજું તેમાંથી કાઇ બનવાનું નથી. રંભા તેજ રાહ હું જોવું છું. બાદશાહ હવે પાંચ મીનીટમાં આ વશે માટે તારૂં દાશીપણું બતાવી તેને શરાબના નીશામાં તારા હાથથીજ ચકચુર બનાવ નીશામાં ઘેરાયા પછી બેભાન થયે આપણે તેને દાબી શકશું કલાજી તેમાં તમારે મને કાંઇ નહીં કહેવું પડે તમો ત્યાં સુધી ઘુમટો કાઢી બેસી રહેજો બોલાવે તો પણ બોલશોમાં હું બાદશાહને સઘળું સમજાવીશ અને રજપુતાણીની ખરી રીતથી વાકેફ કરીશ.

આ પ્રમાણે કલાજી અને રંભા ગુપ્ત સંકેત કરી રહ્યાં છે જેને પાંચ મીનીટ પણ થઇ નથી તેવામાં બાદશાહી જવાહીરમાં લપેટાયેલ ઔરંગજેબ બાદશાહ એકદમ વગર હથીયારે મહેલ-

માં ધસમસતો આવ્યો બાદશાહને જતો જોયો કે તુરત સઘળી હરમો પણ ખુલારાજમહેલની ચારે બાજુ ચોકમાં આવી ઉભી રહી.

બાદશાહને આવતો જોઇ ભટીયાણી રૂપે બનેલો કલોજી પોતાનું ઓઢેલ ઓઢણું આઘુ ખસેડી પોતાનું મોઢું ઢાંકી દીધું શાથી કે મોઢું ઉઘાડું રહેવાથી સમજુ બાદશાહ તાતકાળીક ચેતી જાય કલાજીની કપટ ચાતુરાઇ કળી જાય તો પછી આરે આવેલું વહાણ ડુબી ગયાં જેવું થઇ પડે જેથી કલોજી ઓઢીને બેશી ગયો એટલે રંભા બાદશાહ પાસે આવી વીનય કરી ઉભી રહી આપ મુલકના બાદશાહ છો રાને રાંક બનાવા અને રાંકને રા બનાવવા તમો શક્તિમાન છો. આપના તેજના પ્રભાવથી અમારી બાઈ દબાઇ ગયાં છે ( શરમાઇ ગયાં છે ) માટે તેમની શરમ છોડાવવા સારૂ જરા નીસો હોય તો સારૂં રંભાનું વચન સાંભળતાં બાદશાહ ખુશી થતો દારૂનો સીસો ઉચામાં ઉંચા પ્રકારનો જેમાં દારૂ ભર્યો હતો તે શીશો પોતે સાથેજ લાવ્યો હતો તે રંભાના હાથમાં મુકયો રંભાએ પ્યાલીઓ ભરવા માંડી અને બાદશાહને સમજાવ્યો કે અમારા રજપુતોની રીત છે કે પ્યાલી દાશીયોજ ભરી ભરીને પાય તે મુજબ હું રંભા પણ ભાગ્યશાળી થઇ કે મારા હાથથી આપ બાદશાહને પ્યાલી આપી શકુ છું રંભાના મધુર વચન સાંભળી બાદશાહે પ્યાલીઓ લેવા માંડી અને ભટીયાણીને આપવા પણ આગ્રહ કર્યો. રંભાયે ભટીયાણીને આપવા માંડી તેણે કપડામાં બાદશાહ ન જાણે તેમ ઢોળી નાંખવા માંડી પુરી પાંચ મીનીટ પણ ન થઇ તેટલામાં બાદશાહને નીસો ચડવા માંડયો જેમ જેમ નીસો ચડવા

માંડયો તેમ તેમ રંભાએ આગ્રહ કરી વધારે આપવા માંડી થોડી વારમાં બાદશાહ ચકચુર નીસામાં થઇ ગયો કે રંભાયે હાથ પકડી પડખેના પલંગપર ધકેલો માર્યો ધકો જોસથી લાગતાં પલંગપર બાદશાહ ચતો પાટ પડયો જેવો બાદશાહ ચતો પાટ પડયો કે તરત રંભાયે કલાજીને ઇસારો કર્યો જેથી સીંહ ફાળ મારે તેમ કલાજીયે બાદશાહપર ફાળ મારી તેની છાતીપર ચડી બેઠો એટલે રંભાએ પડખે રહી બાદશાહના હાથ પકડી રાખ્યા કલાજીએ કટાર હાથમાં લઇ બાદશાહને જાગ્રત થવા કહ્યું. અરે બાદશાહ ! હવે જાગ્રત થા ? જો નવરોજાનો પ્રભાવ પાંચ મીનીટ ખુદાની બંદગી સુતો સુતો કરી લે તને હું વખત આપું છું. પછી આ મારી કટાર તારી છાતીમાં ભોંકી તને ખુદા પાસે મોકલું છું કંઇ ગરીબ બાળાઓને તે સંતાપી હશે પરંતુ ભટીયાણીને સંતાપવામાં કશો વિચાર કર્યો નહી જેનો તને આ બદલો મળે છે હવે જાગ્રત થા ?

કલાજીનાં જોસ ભર્યાં વચનો સાભળી બાદશાહે નીશામાં ઘેરાયેલી આંખ ઉઘાડી જોયું તો હાથ પકડાયેલ તથા છાતીપર વજના જેટલો બોજો પડેલો તથા ખુલો કટાર જોવાથી ગભરાઇ ગયો નીસો ઉતરી ગયો અને બોલ્યો અરે ! ભટીયાણી ! ભટીયાણી ! ! આ તમે શું કરો છો. રાજબાળાને આવું કરવું ન ઘટે ! ભટીયાણી સમજુ થાઓ ! કલોજી બોલ્યો બાદશાહ ! કયાં ભટીયાણી છે હું ભટીયાણી નથી પણ મોટો ભટીયાણો સમીયાણાનો ઠાકોર શુરવીર કલોજી છું ભટીયાણી નહીં ! કલાજીનું નામ સાંભળતાં બાદશાહ કંપી ગયો દગો થયેલો જોઇ જાનમહમદપર ગુસ્સે થયો પોતાની પાસે હથીયાર નહીં તેમ રંભાયે

બંને હાથ જોરથી પકડેલાં છાતીપર કલાજીનું વજન તેથી બાદ શાહથી ઉઠી શકાયું નહી જેથી કરગરવા લાગ્યો અરે કલાજી ? મને છોડ તારા ગુનાહ માફ કરૂં છું બાદશાહ ! તારા વચનનો ભરોંસો નથી માટે હું તને છોડવાનો નથી મારા ગુનાહ માફ કરાવવા નથી હું તને મારવાજ આવ્યો છું તારે તારો બચાવ કરવો હોય તો બોલાવ તારા સરદારોને કે મને ગોળી બહારથી મારે પણ યાદ રાખજે કે મને માર પડ્યા અગાઉ આ મારી કટાર તારી છાતીમાં ભોંકી મારી સાથે ખુદાના દરબારમાં લઇ જઇશ. કલોજી એવી રીતે છાતી પર ચડી કટાર તોળી રહ્યો હતો કે વીનય કરી તેને છાતી ઉપરથી ઉતર્યા શીવાય બીજો રસ્તો રહ્યો નહોતો જો કોઇ સરદાર કલાજીને મારે અથવા છાતી ઉપરથી ખસેડે તો ખસેડતાં ખસેડતાં કલાજીની કટાર ઔરંગજેબની છાતીમાં ઘુસીજ જાય, જેથી કાંઇ ઉપાય રહ્યો નહોતો.

હરમો પણ આ વીચીત્ર બનાવ જોઇ હબકી ગઇ તેમણે જાણ્યું કે દુશમન કલોજી બાદશાહને જીવતો છોડશે નહીં તેથી તેઓ પણ આવી બાદશાહને છોડાવવા સારૂ કલાજીને કરગરવા લાગી અરે? કલાજી ? તું અમારા બાદશાહને છોડ અમે તને જીવતદાન આપવા વચન આપીએ છીએ અમો તારી બહેનો છીએ. બહેનોની બંગડી અમર રાખવા સારૂ અમારી આજીજી કબુલ કર, ભાઇ અમે તારો ઉપકાર કદી ભુલશું નહીં. રજપુતો સદા જીવતદાન આપે છે. જો તું બાદશાહને જાનથી મારીશ તો અમે બધી રંડાશું માટે અમારે ખાતર અમારા ખાવીંદને છોડ.

# પ્રકરણ ૧૬ મું.

## બાદશાહને છોડવો અને નવરોજાનો ઓરડર બંધ કરાવી દીલમાંથી નીકળવું.

કલાજીને કરગર્યા શીવાય બીજો ઉપાય રહયો નહોતો શાથી કે કલોજી કટાર લઇ બાદશાહની છાતી ઉપર ચડી બેઠો હતો માટે જો કોઇ કલાજી પર તરવારનો ઘા કરે અથવા દુરથી બંદુક ભાલો મારે તો તુરત કલોજી કટાર બાદશાહની છાતીમાં ઘોંચી ઘાલે જેથી કલાજીને જાનથી મારવાનો સમય રહયો નહોતો બાદશાહને બચાવવા આજીજી શીવાય બીબીઓના હાથમાં બીજા ઉપાય નહોતા જેથીજ હરમો અને બાદશાહ આજીજી કરતાં હતાં અને તે આજીજી એટલે સુધી દીનતાવાળી હતી કે છેવટ સુરા અને શામ ધર્મો કલાજીને સ્વીકારવાની જરૂર પડી ગમે તેવો દુશમન સપડાયો હોય તો પણ જો તે આજીજી કરે તો રજપુતો તુરત તેને છોડી દે છે અને જીવતદાન આપે છે. જેથી કલાજીયે કહ્યું તમો દગાખોર છો. વચન ભ્રષ્ટ થાઓ તો પછી મારે શું કરવું હું અત્યારે તમારા બાદશાહને છોડી દઉં અને પછી તમો મને પકડી ગરદન મારો તેને માટે મારે શું સમજવું? જો તમો મને અભય વચન આપો તોજ હું તમારા બાદશાહને છોડવાનો છું. નહીં તો હું પણ મરીશ અને સાથે બાદશાહને પણ લેતો જઇશ માટે મારી ખાતરી થાય તેમ વચન આપો તોજ હું તમારી આજીજી કબુલ રાખીશ.

અરે? ભાઈ? કલાજી? અમો બાદશાહની હરમો છીએ?

અમો કદી વચન ભ્રષ્ટ થશું નહી. બાદશાહે પણ પડયાં પડયાં વચન આપ્યું. કે કલાજી ? જો તું મને અત્યારે બચાવતો હું તો આજથી નવરોજો બંધ કરૂંછું. કોઈ પણ રાજબાળા ઉપર નવ રોજાનું ફરમાન આજથી હવે મોકલીશ નહીં. શીવાય તારા જેવા બાહાદુરની હીમત જોઇ તને આજથી મારો વિશ્વાસુ અમીર બનાવીશ તથા તને મારા રાજ્યમાં એક મોટી સુબેદારી આપુંછું તથા અમુક જાગીર બક્ષીશ આપુંછું.

કલોજી—બાદશાહએ વાત ખરી પણ તારૂં વચન લપોડ. શંખના જેવું હું માનુંછું શાથી કે તમારા વચનનો ભરોસો મને આવતો નથી. માટે મારી ખાતરી થાય તોજ હું બચાવું. નહી તો હું મરીશ અને સાથે તને પણ લેતો જઈશ.

કલાજી ? શું તારે ખાતરી કરવી છે એમ કહી કુરાન મં. ગાવી જમણા હાથમાં લઈ કુરાનની શાક્ષી આપી કલાજીએ કહ્યું તે વાત ખરી પરંતુ સારા આબરૂદાર અમીર ઉમરાવ હીંદુ મુસલમાન સદગૃહસ્થોને અહી બોલાવો તેઓ મારા જામીન થાય કે હવે પછી કોઇ દીવસ મારૂં ભટીયાણીનું કે જોધપુર મહારાજનું બાદશાહે આ વૈર સંભારવું પણ નહીં. તથા આ બાબતના ત્રાંબાના પત્રાપર લેખો મારી સમક્ષ કોતરી આપવા જોઇએ. તોંજ મને તમારો વિશ્વાસ આવે શીવાય હું કાંઈ પણ કાલાવાલા માનતો નથી.

સપડાયેલા બાદશાહને બચાવા સારૂ કલાજીની માગણી કબુલ રાખ્યા શીવાય છુટકો નહોતો જેથી દીવાન અમીર ઉમરાવ અને સારા સારા શેઠ. સાહુકારો અને કવી બારોટોને તેજ વખતે તાતકાળીક બોલાવા માંડયાં અને તેઓ ઉપર આવવા લાગ્યા.

જેઓ જુવે છે તો હેઠે બાદશાહ અને ઉપર કલોજી! કટાર લઇ બેઠો છે. આવો વીચીત્ર બનાવ જોઇ સરવ કોઇ હબકવા લાગ્યા પણ કરે શું ! કલાજીને જાનથી મારતાં. બાદશાહનું પણ મૃત્યું થાય તેવું હતું. માટે આવનાર ગૃહસ્થો દરેક આ બનાવ જોઇ ખુશી અને દીલગીર થવા લાગ્યા સરવ કોઈ અજબ બનાવ જોઇ હેરત પામ્યા અને મનમાં હસવા લાગ્યા કે આજે નવ-રોજો બરાબર ભજ્યો. શાબાશ? ભટીયાણી ? શાબાશ છે એમ એમ શરવ કોઇ મનમાં બોલવા લાગ્યા.

હરમોએ અમીરોને કહ્યું કે બાદશાહની આરથીતી થઇ છે માટે તમો જલદી બાદશાહને બચાવવા. આ કલાજીની માગણી પ્રમાણે કરી આપો બાદશાહે પણ કહ્યું. જેથી અમીરો ભટીયાણીના બદલે મોટો ભટીયાણો ( કલોજી ) ઘુસેલો જોઇ વધારે તાજુબી પામ્યા છેવટે ત્રાંબા પત્રનાં લેખો લખાવ્યા અને તેમાં કલાજીના કહેવા પ્રમાણે લખાણ કર્યું. કલાજીનો આ ગુનોહ આજથી માફ છે. હવેથી નવરોજો બંધ કરવામાં આવે છે. ભટીયાણીનું કદી નામ બાદશાહે લેવું નહીં કલાજીને અમુક જાગીર બક્ષીસ આ-પવી તથા જોધપુરની ખંડણી અને બાદશાહી ઓળગ આજથી બંધ કરવામાં આવે છે. આવી રીતનો લેખ લખાયા પછી તે ઉપર બાદશાહની સહી તથા શીકકો કર્યો બાદશાહે સઘળું કબુલ કરી કલાજીનો ગુનોહ માફ કરી કુરાનના કસમ ખાધા. હરમોયે પણ કસમ ખાધા તથા હીંદુ મુસલમાન વગેરે આવેલા તમામ અમીરોએ પણ કસમ ખાધા અને કલાજીનું આજથી બાદશાહે કદી નામ લેવું નહીં. તથા તાંબાના પતરાપર લખેલા લેખના શબ્દો અક્ષરે અક્ષર પળાવવાની જામીનગીરી કબુલ કરી

અને કલાજીને કહ્યું કે કલાજી ? હવે ઉતરી જાઓ ? કલાજીએ કહ્યું. જુવો ભાઈઓ ? તમારા વચનના ભરોંસા ઉપર હું હવે બાદશાહને છોડું છું. જો હવે કાંઈ દગો થશે. તો તમો ખુદાના દરબારમાં જવાબદાર છો. તમોએ સોગન ખાઇ કબુલ કર્યું. છેવટે રંભાએ કહ્યું કે જુવો. જેવી રીતે કલાજીને માફી આપી તેવી મને પણ આપો ! રંભાની પણ માફી કસમ ખાઇ આપી. એટલે રંભાયે હાથ છોડી દીધા અને કલોજી છાતી ઉપરથી હેઠો ઉતરી તાંબાનું પતરૂં હાથમાં લીધું. અને રંભા તથા કલોજી ત્યાંથી ચાલતાં થયાં. બાદશાહે કસમ ખાધેલા તથા અમીરો જામીન થયેલા જેથી કલોજી નીરવીધને નીચે ઉતરો અને રંભાને લઇ ચાલતો થયો ગુસ્સે થયેલ બાદશાહે જાનમહમદને બોલાવ્યો આ બનાવથી જાનમહમદ અજાણ્યો હતો. તે તો એમજ જાણતો હતો કે ભટીયાણી અને બાદશાહનો ભેટો થવાથી મને સારૂં ઇનામ મળશે. એ આશા રાખી બેઠો હતો તેમાં બાદશાહનું તેડું આવવાથી વધારે આનંદ પામ્યો ઉતાવળો ઉતાવળો બાદશાહ પાસે આવી સલામ ભરી ઉભો રહ્યો જાણે કે બાદશાહ જબરી નવા જસ કરશે ? પણ તે ઉછરંગ એક મીનીટમાં પડી ભાંગ્યો બાદશાહે તેનો તીરસ્કાર કરી તાતકાળીક હદપાર થવાનો ઓરડર આપ્યો કલાજીની બધી દાઝ જાનમહમદ પર ઉતારી તેની જાગીર જપ્ત કરી અને તુરત દીલ્હીની હદ છોડી જવા ફરમાન કર્યું. આવો વીપરીત બનાવ જોઇ જાનમહમદ દીગમુઢ બની ગયો અને અરજ કરવા લાગ્યો હું ભટીયાણીને ખુશી આનંદથી લાવ્યો છું પુછો તેને ? હું ખુશી આનંદમાં લાવ્યો તેનો મને આપ આ બદલો આપો છો ? બાદશાહે કહ્યું દુષ્ટ !

તું ભટીયાણી લાવ્યો છું કે ભાભો ભટીયાણો લાવ્યો છું. તારા જેવો બેવકૂફ કોણ છે ? જા તારૂં મોઢું કાળું કર ? મને બતાવીશ નહીં. આજથી તારે મારી હદમાં રહેવું નહીં જો કે હું તને ગરદન મારત પણ આ ભુલ તારી ઇરાદા પૂર્વકની ન હોવાથી જીવતદાનની માફી આપું છું. ભટીયાણીને બદલે ભટીયાણો આવ્યો છે. આથી જાનમહમદ હેબક થઇ ગયો અને વિચારવા લાગ્યો કે આવો દગો શી રીતે થયો આખર જણાયું કે આ દગો કલ્યાણ પરમાં દશ બાઇડીઓ મારી પાસે આવી હતી. તેમાં જ થયો માટે બાદશાહને સરવ હકીકત નીવેદન કરી અને બોલ્યો જહાંપનાહ ! મને હુકમ આપો કે હું ગમે ત્યાંથી આકાશ પાતાળમાંથી ભટીયાણીને શોધી લાવું અરે ! મુરખ તું શી રીતે શોધી લાવીશ જે તારા કબજામાં હતી તે ન સાચવી શકયો તો પછી શી રીતે શોધી લાવવાનો છે ? હવે તેને શોધાય તેમ નથી સમીયાણાના કલાજીયે મારી પાસે કુરાન ઉપડાવ્યું છે. મોટા મોટા અમીરોને જામીન લીધા છે હવે કાંઇ થઇ શકે તેમ નથી માટે તારેજ ચાલ્યું જવું ભટીયાણીને બદલે કલોજી ! મારી પાસે અબળાના ( ભટીયાણીના ) લેબાસમાં આવ્યો અને આજથી નવરોજો બંધ કરવાનો તાંમ્રલેખ લખાવી ગયો ધન્ય છે કલાજીને ! અને તેની બહાદુરીને ! જો આવા રજપુતો આખા રજપુતાણામાં પાકે તો ખચીત મારી બાદશાહી સાડા ત્રણ દીવસ પણ દીલ્લીમાં ટકવા દે નહીં હવે કલાજી પ્રત્યે મારાથી કાંઇ પણ થઇ શકે તેમ નથી પરંતુ પ્રસગે સુરા કલાજીને હું સપડાવાશ હાલમાં તો ચુપજ રહેવું એકલા કલાજીયે મારી આબરૂપર પાણી ફેરવ્યુંછે અને પોતાનો

પ્રાણ બચાવી ગયો છે શું તેની યુક્તી? રજપુતો અબળાનાં રૂપ લઇને પણ પોતાનું ધાર્યું કરે છે બાદશાહ ઝંખવાણો પડી ગયો હરમો પણ ચુપ થઇ પોતપોતાની મહેલાતમાં મુંગે મોઢે ચાલી ગઇ આવેલા તમામ અમીરો સરદારો હેઠું જોઇ હાલતા થયા.

---

## પ્રકરણ ૧૭ મું.

### કલાજીનું કલ્યાણપર થઇ સમીયાણે આવવું ભટીયાણીને મળવું અને જોધપુર મહારાજાનું સમીયાણે આવવું અને ભટીયાણીને લઇને જવું વીગેરે.

શુરવીર કલોજી ! રાત્રીના દશ બજયે ત્રાંબાના લેખો લઈ બાદશાહી મહેલાતમાંથી અબળાના લેબાસમાં નીચે ઉતર્યો રંભાયે લેખો ઉપાડયા અને બજારમાં થઇ દીલ્લી બહાર જવા લાગ્યાં બાદશાહી મનાઇને લીધે કોઇ કલાજીને ચુંકેચાં કરી શકયા નહીં વાયે વાત ફેલાય તેમ કલાજીની વાત તાત્કાળીક દીલ્લીમાં ફેલાઇ ગઇ હજારો માણસો કલાજીને નીરખવા ઉભા રહ્યાં કલો-જી બાઇડી બની ચાલ્યો જતો હતો તેના તરફ લોકો દોડીદોડી તેની પાસે જઇ ધન્યવાદ દેવા લાગ્યાં શાબાશ ! શુરા કલાજી ! તારા જેવો રજપુત કોઇ બીજો જાગ્યો નથી અને જાગશે પણ નહીં તું જ બાદશાહને માથાનો મળ્યો તેં રજપુતાણાની લાજ આ દીલ્લીની બજારમાં રાખી અને ઔરંગઝેબ જેવા મહાન બાદશાહને સહેજ વાતમાં નમાવી દીધો ધન્ય છે તને! અને તારી જણેતાને કે તારા જેવો નર ઉત્પન્ન કર્યો હજારો માણસો હર્ષના આવેશમાં આવી પોતાની ડોકમાં નાંખેલા દાગીના

કલાજી ઉપર ફેંકવા માંડયા કલાજીયે જાણ્યું કે હવે દીલ્લીમાં એક મીનીટ પણ રહેવું જોખમ ભર્યું છે માટે ચાલવાજ માંડ્યું. દીલ્લી બહાર નીકળી રંભા અને કલાજીયે કલાણપુરનો રસ્તો લીધો કલાજીયે પોતાનો લેબાસ ઓરતનો જ રાખ્યો હતો કેમકે પોતા પાસે મરદામી દરેશ તે વખત ન હોતો દીલ્લી અને કલ્યાણપરની બે દીવસની મજલ કલાજીયે હરખમાં એક રાત્રીમાં કાપીનાંખી અને સવાર થતાં કલ્યાણપુરમાં આવ્યાં હમીર સોળંકી તો ભટીયાણીને લઇ કલાજીના ગામ સમીયાણે ગયો હતો પરંતુ હમીરના દીકરા અને હમીરની સ્ત્રીયે કલાજીને જી-વતો આવેલો જોઈ આનંદમાં આવી મોતીથી વધાવ્યો તેનો અબળાનો લેબાસ ઉતરાવ્યા આ સ્થળે કલાજીયે પોતાનાં કપડાં મુકયાં હતાં તે પહેર્યાં પોતાનો ઘોડો હતો તે લીધો હમીરની સ્ત્રીયે કંસાર જમાડયો અને પોતાની એક કુંવારી દીકરી હતી તે શુરા કલાજીને ધન્યવાદમાં અર્પણ કરી કલાજીથી ના પાડી શકાઇ નહીં હમીરની દીકરીને તાત્કાળીક ગાંધર્વ લગ્નથી અંગી-કાર કરી અને હમીરનો દીકરો હમીરની દીકરી રંભા અને ક-લાજી તાત્કાળીક સુમીયાણે જવા નીકળ્યાં એક દીવસ અને એક રાત્રી ચાલી સમીયાણે આવ્યા હમીર ભટીયાણીની રક્ષા કરવા સમીયાણે જ રહ્યો હતો કલાજીને જીવતો આવેલો જોઇ હમી-રના હરખનો પાર રહ્યો નહીં તેની આંખમાંથી હરખનાં આશું પડવા લાગ્યાં બંને ભેટયા કલાજીયે તે આંસુ લુંછ્યાં એટલે હમીર બોલ્યો કલાજી ! ધન્ય છે તમને ! તમારી બહાદુરીને ધન્ય છે ? હું એક ગરીબ માણસ છું તમને ધન્યવાદમાં આપવા કાંઇ ચીજ મારી પાસે નથી પણ મારી પુત્રી કુંવારી છે તે આપને

આપું છું માટે અંગીકાર કરી આપની કીંકરી બનાવો સોલંકી હમીર! તમારી પ્રીતી દ્રઢ જોઇ હું આનંદ પામું છું મેં મારો ધર્મ બજાવ્યો છે રજપુતોનો નોંક રાખ્યો છે અને તેમ કરવું તે મારી ફરજછે પરંતુ મારા કામને સંતોષ આપનાર આપજછો આપનો ઉપકાર હુંકદી ભુલવાનો નથી. આપજે ભેટ આપવા ધારોછો.તે ભેટમેંતમારે ઘરેજ તમારા ધર્મપત્નીની ઉર્મીથી માન્યકરીછે અને અર્ધાંગના તરીકે મારી સાથેજ લાવ્યો છું આપ આનંદ પામો શાબાશ કલાજી! મારી રાણીયે મારો નોક રાખ્યો છે. આવી વાતો કરી ભટીયાણી પાસે રંભા કલોજી અને હમીર આવ્યા. વિચારરૂપી વાયુના વમળમાં ઝોલાખાતી ભટીયાણી ઉંડા નીશ્વાસ નાંખતી કલાજીના ઓરડામાં બેઠી હતી તે બિચારી વિચાર કરતીહતી કે ઔરંગજેબ એક સુરા રજપુત કલાજીને જાનથી મારી નાંખશે કલાજીયે મારા જીવખાતર આટલું વેઠયું કલાજી મરશે તો પછી મારે જીવીને શું કરવું મારે માટે કલાજી મરે એ મને કેટલું કલંક રૂપ ગણાય માટે જીવવાથી મરવું સારૂં છે. પરંતુ ભાઈ કલાજીની રાણી અને તેના બાળબચ્ચાં મને ઘડી પણ વીલી મુકતાં નથી જેથી પ્રાણ તજવાનો સમય ઇશ્વર મને કયારે આપે? કે પ્રાણ તજી વહાલા વીર! કલાજીને સ્વર્ગમાં મળું? શાથી કે કલોજી દીલ્લી મહેલાતમાં દાખલ થયો હશે કે તુરત કપટ ખુલું પડતાં બાદશાહે તેને જાનથી માર્યો હશેજ આવા વિચાર કરતી શોકમાં ભટીયાણી બેઠો છે ત્યાં કલાજીયે આવી બહેનને દંડવત કર્યા. બહેન! ભટીયાણી તારો કનીષ્ટ બંધુ કલોજી દંડવત કરે છે. આ અવાજ સાંભળતા ભટીયાણીનું શરીર ફુલાઈ ગયું હર્ષથી ઉભી થઈ કલાજીનાં ઓવરણાં લીધાં વીરા! વીરા! કલાજી તમો

આવ્યા ? હા બહેન આવ્યો. ભાઇ શી રીતે આવ્યો ? બહેન તારા પુન્યપ્રતાપથી આવ્યો. આરંભા પણ આવી રંભાને પણ ભટીયાણી ભેટી આ વખતે જેમ મહાન શુભકાર્ય પ્રસંગે મનુષ્યોના હૃદયમાં આનંદ થાય તેવો આનંદ કલાજીના દરબારમાં છવાઈ રહ્યો હતો કલાજીયે દીલ્લીની અથથી ઇતી સુધી તમામ વાત કહી નવરોજો બંધ કરાવાનો જોધપુર મહારાજા અને ભટીયાણી તરફ ક્રદી દ્રષ્ટી ન કરવા તથા કલાજીને જીવતદાન આપવાના તમામ ત્રાંબ્ર લેખો ભટીયાણીને વંચાવ્યા ભટીયાણી અને હમીર આદી ઘણાજ ખુશી થયા ભાઇને ભટીયાણીયે પોતાના ગળામાં મોતીનો હાર હતો તે તોડી તે મોતીથી વધાવ્યો પોતાના તમામ અલંકાર પેટીમાંથી કાઢી કલાજીના બાળબચ્ચાં અને હમીર સોલંકી તેના દીકરો આદી તમામને બક્ષીસ આપી દીધા. સઘળાયે લેવાં ના પાડી. પણ ભટીયાણીના હરખનું ઇનામ ગણી ભટીયાણીના આગ્રહથી લીધા.

આવી રીતે કલાજીના દરબારમાં આનંદ છવાઈ રહ્યો છે. આખું રજપુતાણું નવરોજામાં ભટીયાણીનો શું બનાવ બને છે. તે જાણવા આતુર હતું. તેવામાં શુરા કલાજીની બહાદુરી અને નવરોજાનો ઓરડર બંધ થયાના જોતજોતામાં સમાચાર આખા હીંદુસ્તાનમાં ફેલાઈ ગયા સરવ કોઈ કલાજીને ધન્યવાદ દેવા લાગ્યા અને કલાજીનો ઉપકાર માનવા લાગ્યા. ભટી મહારાજાની પાસે સમીયાણેથી ભટીયાણી અને કલાજીયે કાગળ લખી ખેપીયો મોકલ્યો હતો. ભટી મહારાજાએ પત્ર વાંચી ઉત્સાહ ઉજવ્યો દીવાનને સમીયાણે મોકલ્યો.

આ બાજુ જોધપુરમાં પણ વાત આવી પહોંચી કે ભટી-

યાણીનું કલાજીયે શીયળવ્રત સાચવ્યું. ભટીયાણી બદલે કલોજી દીલ્લી ગયો ત્યાં બહાદુરી કરી જોધપુરની ખંડણી અને ઓળગ માફ કરાવી તથા આખા રજપુતાણામાંથી નવરોજાનો રીવાજ બંધ કરાવ્યો અને તેના ત્રાંબ લેખો લખાવ્યા આ વાત જોધપુર મહારાજાને કાને આવતાં મહારાજા મહાન હર્ષીત થયા જે કલાજીની બાબતમાં ઉલટું ઠસાવનાર પટાવટો હતા તેમને એકીદ મદુર કર્યા. સમજુ મહારાજા કલાજીના તીરસ્કારનો પશ્ચાતાપ કરવા લાગ્યા કલાજીના હીતસ્વી જે સરદારો હતા તેમણે મહારાજાને ધીરજ આપી માહારાજા કલાજીને મળવા માટે અધીરા બની ગયા મહારાજા જાણુતા હતા કે ટેકીલો કલોજી હવે જોધપુર મારા તેડવા જવા શીવાય કદી બોલાવ્યો આવશે નહીં જે પાંચપચીશ પટાવતો લઇ ચડી સ્વારીયે જોધાણનાથ મહારાજ પોતે સમીયાણે જવા નીકળ્યા અને સમીયાણે આવ્યા કલાજીને ખબર પડી કે જોધાણનાથ સમીયાણે સ્નેહ ભરી રીતે પધારે છે ગામને ઝાંપે આવી ઉભા છે સ્નેહની રીતે મહારાજાને પધારેલા જોઇ કલાજીયે સમીયાણું શણગાર્યું અને વાજતે ગાજતે સામૈયું લઇ મહારાજાને તેડવા પધાર્યા. મહારાજાને ભાળ્યા કે તુરત કલાજીયે દંડવ્રત કર્યા મહારાજા હરખાયા અને કલાજીને ભેટી પડયા! કલાજી! મારો અપરાધ ક્ષમા કર? મારી બુદ્ધી દુષ્ટબુદ્ધીના પાસવાનોએ ફેરવી નાંખી મેં કાનની કચાશ રાખી તારો તીરસ્કાર કર્યો. હું શુરવીર જોધાણનાથ શીયાળબુદ્ધીના પાસવાનોમાં સીંહ સ્વભાવ છોડી બેઠો. પણ કલાજી તેં મારૂં નીમક હક કર્યું મારી કીર્તી ઇતીહાસમાં ગવાશે. નવરોજો બંધ કરાવી આવ્યો તને કેવા રૂપમાં ધન્યવાદ દેવો એ શબ્દો મને અત્યારે જડતા નથી

ધન્ય છે કલાજી!

**ધન્ય ધન્ય શૂરવીર કલાજી, ધન્ય ધન્ય માતા તારી;**
**ક્ષત્રીવટ તેં ખરી સાચવી, જતી આબરૂ ઉગારી.**
**શુરવીર સરદાર પટાવત જોધપુરનો તું સાચો;**
**માગ્ય માગ્ય મન આવે તે તું, કામ કર્યું તેં શુ જાચો?**

માહારાજા! મારે શું જાચવું છે. આ સમીયાણું આહાડ અને આ કલાજીની ચામડી તે આપનીજ છે, આપે કાંઇ મારો તીરસ્કાર કર્યો નથી પણ મારી કીર્તી વધારવા મને સમય આપ્યો છે. મેં જે કાંઇ કર્યું છે તે જોધાણનાથની આબરૂ રાખવાજ કર્યું છે. આપ મહારાજા છો. હું આપનો ચરણ શેવક પટાવત છું. રાજ્યહીત સાચવવા ખાતર જે કાંઇ કરવું તે મારી ફરજ છે અને તે ફરજ આપના ચરણપ્રતાપથી હું દીલ્હીમાં જઇ બતાવી આવ્યો છું. અને મારી જીભની માનેલી બહેન ભટીયાણીનો નવરોજનથી બચાવ કરી આવ્યો છું. એમાં મેં કાંઇ વીશેષ કર્યું નથી મહારાજા આપ નકામો પશ્ચાતાપ કરશો નહી જે થાય તે સારાને માટેજ છે. દીલ્હીના બાદશાહ તરફની દહેશત ટાળતો આવ્યો છું.' અને આખા રજપુતાણાનો નવરોજો અટકાવતો આવ્યો છું. આ બધો પ્રતાપ આપના ચરણનોજ છે આવી રીતે વાતો કરી ત્રાંબ્ર લેખ જોધાણનાથના ચરણ આગળ મુકયા જોધાણનાથ ખુશી થયા. અને કલાજીના દરબારમાં આવ્યા અને કલાજીને કલાજી! ભટીયાણીનુ શીયળ વ્રત અને સત્યતા તેં સાચવી તેને માટે જોધપુરની ગાદીની ઇજત રાખવાનો ધન્યવાદ તનેજ ઘટે છે માટે આ તારા કામના બદલામાં હું સો ગામ તમને બક્ષીસ આપું છું આજથી તને

મારો પટાવત નહીં પણ મીત્ર માનું છું. તેં ભટીયાણીને બહેન કહી છે માટે ભટીયાણીના ખાંડા સાથે ફેરા ફરાયા છે. હવે હાથે વાળે ફેરા તારા ઘરેજ ફરવા હું ઇરાદો રાખું છું. કલાજીએ કહ્યું હું ખુશીથી કન્યાદાન આપવા તૈયાર છું. શુભ મુહુરત તેજ દીવસે આવવાથી ભટીયાણીના ફેરા મહારાજા સાથે ફેરવ્યા અને કન્યાદાન દેતી વખતે ભટીયાણીને દાયજામાં શુરા કલાજીયે પોતાની કટાર કે જે કટારે નવરોજો બંધ કરાવ્યો છે તે કટાર મહારાજાના ચરણમાં મુકી મહારાજા ખુશી થયા કટારને ચુંબન કરી છાતી સરસી ચાંપી કલાજીની નીશાની કાયમ રહેવા હાથમાં રાખી કેટલક દીવસ સમીયાણા રોકાઇ કલાજી ભટીયાણી મહારાજા જોધપુર આવ્યા. હમીર સોલંકીના કામથી સંતોષ પામી મહારાજાયે હમીર સોલંકીને વીશ ગામનો કલ્યાણપરની આસપાસનો પટો કરી આપ્યો હમીર પણ ખુશી થતો કલ્યાણપર આવ્યો અને જોધપુરના પટાવતમાં નોંધાયો.

આ નોવેલ લખવાનું કારણ એટલુંજ છે કે એક સમયે રજપુતો આ ધરાપર આવા પણ પાકતા કલાજીનું હાલમાં નાટક ભજવાય છે તેમજ આ ઇતીહાસીક વારતા ભાટચારણો અનેક અલંકાર અને સુધારા વધારા સાથે કહે છે મને પણ આ વારતા સાંભળતાં આનું નોવેલરૂપે એક પુસ્તક બહાર પાડવા મારી ઇચ્છા થવાથી યોગ્ય મર્યાદામાં આ ગાથાને નોવેલ રૂપમાં વધુ ઓછા સુધારા વધારા સાથે લખ્યું છે. ભુલચુકને માટે ક્ષમા ચાહું છું.

**રેવાશંકર જગજીવન દવે.**
લેખક અને પ્રસીદ્ધ કર્તા.

---

# જાહેર ખબર.

અમારા તરફથી પ્રગટ થતું અઠવાડીક કાઠીયાવાડ સમાચાર પત્ર જેમાં કાઠીયાવાડના નાના મોટા તમામ ગ ામની ખબરો તેમજ રાજકીય વીષયોથી ચીકાર ભરાએલ પેપર તેમજ ગગડાટ નામનું માસીક, સુધારાની રંગભુમી અને રાણી રાજસીંહ સીવાય બીજા ઘણા વીષયોથી ભરપુર લખાએલું ગગડાટ નામનું માસીક અમદાવાદ કાઠીયાવાડ સમાચાર પત્રની ઓફીસથી નીકળે છે. હવા જમ કાઠીયાવાડ સમાચારના ગ્રાહકના રૂ. ૪ વરસ એકના ગણના મળી શકશે છે. એટલે એકલું માસીક રાખનારને રૂ. ૧—૩—૦ તથા પેપર રાખનારને રૂ. ૩ વર્ષ એકના રાખવામાં આવ્યા છે. આ બન્ને પત્રોનો બહોળો ફેલાવ થએલો છે. એક વખત ગ્રાહક થવા અમો ખાસ ભલામણ સુજ્ઞજનોને કરીએ છીએ.

આ ભટીયાણીનું પુસ્તક ગ્રાહક સીવાયના બીજાઓને રૂ. ૦—૮—૦ ની કીમતે અમદાવાદ કાઠીયાવાડ સમાચાર પત્રની ઓફીસથી મળશે.

રેવાશંકર જગજીવન દવે.

અધીપતી કાઠીયાવાડ સમાચાર ઓફીસ—અમદાવાદ.